# TABLE OF CONTENTS:

# વડોદરા રાજ્યની
# પુસ્તકાલય પ્રવૃત્તિ




પ્રકાશક

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ

વડોદરા.

૧૯૨૭

મૂલ્ય રૂા. ૩:૦:૦

વડોદરા : સુરસાગર પાસે આવેલા ક્ષત્રિય લિમિટેડના ' ક્ષત્રિય મુદ્રણાલય ' માં રા. ચંદ્રસિંહ મહાસિંહ
સોહાણે પ્રકાશક રા. ભાઈલાલ ખુશાલભાઈ પટેલ, મંત્રી, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ
લિમિટેડ માટે છાપ્યું અને પ્રકાશકે રાવપુરામાં પોતાની ઑફીસમાંથી પ્રસિદ્ધ કર્યું.

તા. ૧ : ૨ : ૨૭

આવૃત્તિ પહેલી ] [ ૧૦૦૦ નકલ

# અનુક્રમણિકા.



# ચિત્રોની અનુક્રમણિકા

# પ્રગટકર્ત્તાના બે બોલ.

આ દેશમાં સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિ એ કેવળ નવીન પ્રવૃત્તિ છે. એ પ્રવૃત્તિ આ દેશમાં દાખલ કરવાનું માન વડોદરા રાજ્યનેજ છે. પંદર વર્ષના સતત પ્રયત્નથી આ રાજ્યમાં એ દિશામાં સુંદર કામ થઇ શક્યું છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. આમ છતાં એ રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનો ખ્યાલ આપે એવું એક પણ પુસ્તક ગુજરાતી ભાષામાં અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયું નથી.

હિંદના નામદાર વાઇસરોય લૉર્ડ ચેમ્સફર્ડ સને ૧૯૧૯માં વડોદરે પધારેલા તે પ્રસંગે મર્હુમ શ્રીયુત જનાર્દન સખારામ કુડાલકરે ( Baroda Library Movement ) વડોદરાની પુસ્તકાલય પ્રવૃત્તિ, એ નામનું ઉપયોગી બાબતોની સવિસ્તર માહિતીવાળું એક પુસ્તક અંગ્રેજી ભાષામાં બહાર પાડયું હતું. આ પુસ્તકનું ભાષાંતર કરી ભાઇ માવજી દામજી જોશી. એ રા. રા. મોતીભાઇ નરસિંહભાઇ અમીન, આસિસ્ટંટ ક્યુરેટર ઑફ લાઇબ્રેરીઝ, વડોદરા–એમને પ્રસિદ્ધ કરવા–કરાવવા આપ્યું હતું. ભાષાંતરકારને વડોદરાની સેંટ્રલ લાઇબ્રેરી ડિપાર્ટમેંટની વિવિધ યોજનાઓ અને કાર્યોનો પ્રત્યક્ષ અનુભવ ન હોવાથી, રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનો ચોક્કસ અને સ્પષ્ટ ખ્યાલ આપે એવું એ ભાષાંતર ન લાગ્યું. આથી એ ભાષાંતર રા. રા. નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી, ટ્રાવેલિંગ લાઇબ્રેરીઝના સુપરિન્ટેન્ડેન્ટ પાસે સુધારાવ્યું. દરમ્યાન નામદાર વાઇસરોય લૉર્ડ રેડીંગ સને ૧૯૨૬માં વડોદરામાં પધારવાના હતા તે પ્રસંગે રા. રા. ન્યૂટન મોહન દત્ત, ક્યુરેટર ઑફ સ્ટેટ લાઇબ્રેરીઝ, એમણે પણ ઉપયોગી પરિશિષ્ટોથી ભરપૂર (The Baroda Library Hand-Book) વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોની માહિતી આપતું નાનું પુસ્તક, એ નામનું બીજું એક પુસ્તક સને ૧૯૨૬ માં અંગ્રેજીમાં પ્રસિદ્ધ કર્યું. ઉપર જણાવેલા મર્હુમ રા. કુડાલકરના પુસ્તકના ભાષાંતરમાં, રા. દત્તના પુસ્તકમાંથી સને ૧૯૧૯ થી સને ૧૯૨૪–૨૫ સુધીની વિગતો તથા પરિશિષ્ટો વગેરેનું ભાષાંતર દાખલ કરી 'વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ, નામનું આ ગુજરાતી પુસ્તક બહાર પાડીએ છીએ.

રા. રા. મોતીભાઇ નરસિંહભાઇ અમીને તથા રા. નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજીએ જરૂર પૂરતા સુધારા વધારા કરી આપ્યા છે. મર્હુમ રા. કુડાલકરના ટુંકા જીવન ચરિત્રનું જે ભાષાંતર આ પુસ્તકની શરૂઆતમાં આપ્યું છે તે રા. દીવાનજીએ કરી આપ્યું છે. મર્હુમ રા. કુડાલકરના પુસ્તકના ભાષાંતરની, ફરીથી પ્રેસ નકલ કરવાનું અને મે. રા. રા. દત્તના પુસ્તકમાંની નવીન વિગતો અને પરિશિષ્ટોનું ભાષાંતર કરવાનું બધું કામ ભાઇ શંકરભાઇ મોમાભાઇ પટેલે કર્યું છે; આ પુસ્તકમાંના બ્લૉક વડોદરા સેન્ટ્રલ લાઇ-

બરીના મે. ક્યુરેટર સાહેબે, જે તે પુસ્તકાલયના સેક્રેટરીઓએ તથા વડોદરાના લુહાણામિત્ર પ્રિન્ટિંગ પ્રેસ તથા વડોદરા વર્તમાન પ્રેસના માલિકોએ ઉપયોગ માટે આપ્યા છે, તે માટે તેમનો તથા આ પુસ્તક પ્રસિદ્ધ થવામાં સઘળા પ્રકારની અનુકુળતાઓ કરી આપવા માટે વડોદરા લાઇબ્રેરી ખાતાના સર્વ અમલદારોનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. આ પુસ્તકમાંનાં સુંદર બ્લૉકો તથા સ્વચ્છ અને મનોહર છાપકામ સારી રીતે કહ્યા પ્રમાણે કરી આપવા બદલ ક્ષત્રિય પ્રેસના ચાલકોનો પણ આભાર માનવાં અત્રે અસ્થાને નહિ ગણાય..

અનેક વ્યવસાયો અને રોકણો છતાં સમય મેળવી આ પુસ્તકની સુંદર અને વિદ્વતા ભરેલી પ્રસ્તાવના નામદાર દિવાન સાહેબ સર મનુભાઇએ લખી આપી તે બદલ પુ. સ. સ. મંડળ તરફથી અમે તે નામદારનો અત્યંત ઉપકાર માનીએ છીએ. રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને તો તેમણે સંપૂર્ણ રીતે પોષી છેજ; પરંતુ તે ઉપરાંત આ પ્રસ્તાવના લખી આપી તેમણે પુસ્તકાલયોને પણ ઋણી બનાવ્યાં છે.

આ પુસ્તકમાં રાજ્યનાં સઘળાં કસ્બા પુસ્તકાલયોનાં અને કેટલાંક ગ્રામ પુસ્તકાલયોનાં મકાનોના બ્લૉક મુકવા યોજના હતી. પણ પ્રયત્ન કર્યો છતાં કેટલાંક કસ્બા તથા ગામ પુસ્તકાલયો તરફથી બ્લૉક મળી શક્યા નથી; એટલે જેટલા મળી શક્યા તેટલાથી સંતોષ માન્યો છે. છતાં બ્લૉકની સંખ્યા પુસ્તકના કદના પ્રમાણમાં અસાધારણ મોટી થઇ ગઇ છે. પણ આ પ્રકારનું પુસ્તક ગુજરાતી ભાષામાં પ્રથમવારજ છપાતું હોવાથી અને વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ અનન્ય પ્રકારની હોવાથી મોટા પ્રમાણમાં બ્લૉક મુકવાનું ઉચિત ધાર્યું છે.

પુસ્તકાલયશાસ્ત્રના મૂળ અંગ્રેજી શબ્દોનો પારિભાષિક કોષ તૈયાર કરવા ભાષાશાસ્ત્રીઓએ હજી સુધી પ્રયત્ન કર્યો નથી; એટલે સ્વ. રા. ચીમનલાલ દલાલે ' લાઇબ્રેરી મિસેલની ' ત્રિમાસિકના લેખોમાં અને અન્ય સ્થળે જે ગુજરાતી શબ્દપ્રયોગો વાપર્યા છે તેનેજ વળગી રહેવાનું હાલ તો યોગ્ય ધાર્યું છે.

પુસ્તકાલયોની સેવાર્થેજ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. સ્થપાયું છે. તેથી પુસ્તકાલયની પ્રવૃત્તિને લગતાં પુસ્તકો સેંટ્રલ લાઇબ્રેરી ડિપાર્ટમેંટ વા આ મંડળજ બહાર પાડે એવી દેશની હાલની સ્થિતિ છે. ગયે વર્ષે ' સેંટ્રલ લાઇબ્રેરી ડિપાર્ટમેંટના સરક્યુલરોનું એકીકરણ, એ નામનું એક પુસ્તક આ મંડળે પ્રસિદ્ધ કર્યું હતું. આ વર્ષે ગુજરાતી બંધુઓ માટે આ બીજું પુસ્તક બહાર પાડવામાં આવે છે. આશા રાખવામાં આવે છે કે આ પુસ્તક વાંચવાથી વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ શું છે, કેવી રીતે તેની શરૂઆત થઇ, તે કેવા ધોરણે ચાલે છે, કોણે કેટલી પ્રગતિ કરી છે, અને પ્રવૃત્તિને સફળ કરવામાં લોકો, વડોદરા રાજ્ય, પ્રાંત પંચાયતો, તથા ખાનગી મંડળોએ કેવો અને કેટલો ફાળો આપ્યાં છે વગેરે બાબતોની ઘણી જાણવા જેવી માહિતી મળશે અને ગુજરાત વા અન્ય પ્રદેશમાં એ ધોરણે પુસ્તકાલય પ્રવૃત્તિ દાખલ કરવાની પ્રેરણા થશે.

વડોદરા, તા. ૧–૨–૨૭

**દેવીદાસ હરગોવિંદદાસ શાહ.**
**પ્રમુખ,** પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.



**સર મનુભાઇ નંદશંકર મહેતા,**

નાઇટ, સી એસ આઇ, એમ. એ. એલ એલ બી

**વડોદરાના વિદ્વાન અને કાર્યદક્ષ દિવાન**

જેમણે શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડની સાર્વજનિક પુસ્તકાલય
પ્રવૃત્તિનું રહસ્ય પ્રાપ્ત કરી પોતાની કારકિર્દીમાં તેને
સંપૂર્ણ રીતે પોષી છે.

ક્ષત્રિય મુ. વડોદરા.

# પ્રસ્તાવના.



યુનાની પ્રસિદ્ધ ગ્રંથકાર પેટ્રાર્કે લખ્યું છે કે " મ્હને ઘણા મિત્રો એવા મળ્યા છે કે તેમનો સહચાર મને સદા આનંદ આપે છે. તેઓ દરેક દેશના અને દરેક કાળના છે. કેટલાકો-એ તેમાંથી રણભૂમિ ઉપર, તો બીજાઓએ મંત્રી પરિષદમાં યશસ્વી નામના મેળવી છે અને કોઇ તો સૃષ્ટિ સૌન્દર્ય અને પદાર્થવિજ્ઞાનમાં અમર કીર્તિ પામ્યા છે. તેઓની મુલાકાત લેવામાં મુશ્કેલી નથી. હું તેમની સન્મુખ સહજ જઇ શકું છું કે મ્હારી સમક્ષ સહેલાઇથી તેમને હાજર રાખી શકું છું અને મોજ આવે ત્યારે તેમને રૂખસત આપી શકું છું. તેઓ કોઇવાર મને ત્રાસ આપતા નથી અને જે સવાલ તેમને પુછું તેનો તુર્ત ઉત્તર તેઓ આપે છે. કેટલાકો ભૂતકાળના પરાક્રમોનાં યશોગાન ગાય છે તો બીજા કુદરતની છુપી કુંચીઓ મને સોંપી દે છે. જીવનનું સાફલ્ય કોઇક શીખવે છે ત્યારે બીજા મરણનો ભય દૂર રાખવાની ટેવ પાડે છે. કેટલાકો પોતાની રમુજી મસ્તી વડે મારી ચિંતા હરે છે અને મને હસાવે છે, ત્યારે બીજા મનોભગનો બોધ આપી, સ્થિચિત્ત થતાં અને સ્વેચ્છાચારને નિયંત્રણમાં રાખવાની શિખામણ દે છે. સાહિત્ય અને કલા, કાવ્ય અને વિજ્ઞાનનાં મંદિરો મારી આગળ તેઓ ખોલે છે અને કોઇ પણ મુશ્કેલીમાં મારી વ્હારે ધાવા તેઓ તત્પર રહે છે. તેના બદલામાં માત્ર મારા રહેઠાણના એક ખુણામાં એક સાદા ખંડમાં રહેવા દેવાની તેમની પ્રાર્થના છે. તેઓને ધાંધલ અને ધમપછાડ કરતાં નિવૃત્તિ અને આરામ વધારે પ્રિય છે ".

આ મિત્રો તે કોણ ? તેઓ મારા મિત્ર તેવાજ તમારા મિત્રો છે. તે પુસ્તકો ! અને તેમને રહેવાનો ખંડ તેજ આપણાં પુસ્તકાલયો ! વડોદરા રાજ્યના પુણ્યશાલી મહાન નરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે સરસ્વતી મંદીરમાંથી જ્ઞાન મંત્રીની જે દીક્ષા લીધી છે તે અનુપમ અને અલૌકિક છે. સિસેરોએ કહ્યું હતું કે "પુસ્તકો વિનાનો ખંડ તે જીવ વિનાના શબ જેવો શૂન્ય જણાય છે." આ મંત્રનો પ્રભાવ વડોદરા રાજ્યનાં શેહેરે શેહેર અને,ગામેગામ ગાજી રહ્યો છે.

અરબસ્તાનની હજાર રાત્રીની વાર્તા વાંચનારને યાદ હશે કે એક બાદશાહ અને એક ભીખારી ભેગા મળ્યા હતા. બાદશાહને હરરોજ રાત્રે સ્વપ્નાં આવતાં તેમાં તેને મુફલીસ બની વાખા પડવાનો અનુભવ થતો હતો, ત્યારે ભિખારીને દરરોજ સ્વપ્નાં આવી બાદશાહી ઠાઠ, મોજમજાહ અને એશઆરામ ભોગવવાનો વારો આવતો હતો. બેમાંથી વધારે સુખી ભીખારી ઠર્યો. કારણ વાસ્તવિક સાક્ષાત્ સુખદુઃખ કરતાં પણ કાલ્પનિક સુખદુઃખો વધારે પ્રબલ અને તીવ્ર લાગે છે. તેજ પ્રમાણે આપણા પોતાના મનોભાવના વેગ કરતાં સારા ગ્રંથકારોદ્વારા કલ્પનામય જે મનોભાવ ઉભા થાય છે તે વધારે પ્રિય અગર અપ્રિય થઇ પડે છે. પુસ્તકોનો

આટલો બધો પ્રતાપ છે. નેતરની સોટી અગર ચાબુક વિના પણ પુસ્તકો આપણાં ગુરૂ થઇ ઉપદેશ આપી શકે છે. તેઓ કડવો શુકન ઉચ્ચારતાં નથી; તેમ શિક્ષણની ફી માગતાં નથી. તેઓની પાસે જાઓ તો મહેતાજીની માફક તેઓ બગાસાં કે ઝોકાં ખાતા નથી. તેઓને કોઇ પણ ગુપ્ત માહિતી પુછશો તો તેઓ કાંઇ પણ સંકોચ રાખ્યા વિના તે કહી દેશે. તમારી ભૂલ પડે તો તેઓ મશ્કરી કરશે નહિ. તમો અનાડી જણાઓ તો તમારી તેઓ હાંસી કરશે નહિ.

પુસ્તકો ખરાં પારસમણી છે. તમારી પાસે સારાં પુસ્તકો હશે તો તમને દિલોજાન મિત્ર, શુભેચ્છક મુરબ્બી, સલાહકાર અને દિલાસો આપનારની ખોટ જણાશે નહિ. કોઇ પણ ઋતુના રંગમાં કે દશાના ઢંગમાં પુસ્તકો તમારા દિલને આશાએશજ આપશે. ઇતિહાસનાં પુસ્તકો વાંચ્યાથી માથા ઉપર સફેદ પળીઆં આવ્યા વગર કે ચ્હેરા ઉપર કરચલી પડ્યા વગર યુવાનીમાં પુખ્ત પ્રૌઢતા પ્રાપ્ત કરી શકાય છે. કાવ્યની સાથે વિનોદ કર્યાથી વૃદ્ધ પણ યુવાન બને છે. આ બલિહારી પુસ્તકાલયોની છે.

વડોદરા રાજ્યમાં છેલ્લાં ૧૨ વર્ષમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો ઘણો સારો વિકાસ થયો છે. આ દૃશ્ય દેશમાં આદેશરૂપ થવા પામે તે માટે પુસ્તકાલયોનો પંથ ફેલાવવો એ એક સાચો ધર્મ થઇ પડ્યો છે. ને ધર્મના ચુસ્ત હિમાયતી રા. રા. નાનાભાઇ ચંદ્રશેખર દિવાનજી વગેરેએ આ લઘુ પુસ્તકમાં સઘળી ઉપયોગી માહિતી ગુજરાતના વાંચકવૃન્દ આગળ મુકી સાહિત્યની ખરી ઉપાસના અને સેવા બજાવી છે, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

વડોદરા રાજ્યના ઉલ્લાસ સાથે મ્હારા લાંબા અને ગાઢ પરિચય વૃક્ષનું આ છેવટનું પાન સમાજને અર્પણ કરી હું કૃતાર્થ થયેલો માનું છું.

દીલારામ વડોદરા.
તા. ૩૧ ડીસેંબર ૧૯૨૬.

મનુભાઇ નંદશંકર.



વિલિયમ એ બોર્ડન

ડાયરેક્ટર ઑફ સ્ટેટ લાઈબ્રેરીઝ, વડોદરા. (૧૯૧૦-૧૩

Lakshmi Art, Bombay 8.



સ્વ. જનાર્દન સખારામ કુડાલકર એમ. એ, એલએલ બી

કયુરેટર ઑફ લાઇબ્રેરીઝ, વડોદરા રાજ્ય. ૧૯૧૩-૧૯૨૧.

# મરહુમ શ્રીયુત જનાર્દન સખારામ કુડાલકરનું

## સંક્ષિપ્ત જીવનવૃત્તાંત.



મરહુમ શ્રીયુત જનાર્દન સખારામ કુડાલકરનો જન્મ ઇ. સ. ૧૮૮૨માં થયો હતો. એમના પિતા મુંબઇના એક સાધારણ દક્ષણી સોની હતા. ભાઇ જનાર્દનનો જન્મ થયા પછી તરતજ તેઓ મૃત્યુ પામ્યા. દૈવજ્ઞ મંડળના આશ્રયથી અને વિદ્યાવેતનો મેળવીને આ અનાથ યુવકે પોતાનો અભ્યાસ આગળ વધાર્યાં કર્યો; અને ઇ. સ. ૧૯૦૫ માં વિલ્સન કૉલેજમાંથી મુંબઇ વિશ્વવિદ્યાલયની એમ. એ. ની વિકટ પરીક્ષામાં ફત્તેહ મેળવી.

ઇ. સ. ૧૯૦૯ સુધી તેઓ લાહોરની દયાનંદ ઍંગ્લો-વૈદિક પાઠશાળામાં સંસ્કૃતના અધ્યાપક હતા. પરંતુ તેજ વર્ષમાં શ્રી. ગાયકવાડ નરેશની પૅલેસ લાઇબ્રેરીના પુસ્તકાધ્યક્ષ તરીકે તેમની નિમણુંક થઇ. ઇ. સ. ૧૯૧૦માં જ્યારે પુસ્તકાલય ખાતું ખોલવાના ઉદ્દેશથી, જે મફત ફરજ્યાત કેળવણીની યોજનાના પોતે આદ્ય પ્રવર્તક હતા તેની પૂરવણી તરીકે પોતાના સમસ્ત રાજ્યમાં મફત સાર્વજનિક પુસ્તકાલયોની જાળ ગુંથણી કરવા માટે દીર્ઘદર્શી શ્રીમંત મહારાજા ગાયકવાડ, પોતાની અમેરિકાની બીજી મુસાફરીને સમયે અમેરિકાના મિ. વિલિયમ ઍલન્સન બોર્ડનને પુસ્તકાલયના નિષ્ણાત તરીકે વડોદરે લઇ આવ્યા ત્યારે તેમના મુખ્ય મદદનીશ તરીકે રા. કુડાલકરની નિમણુંક કરી. લોકોમાં વાંચનનો શોખ ઉત્પન્ન કરવાને અને તેમને કેળવવાને, રાજ્યના ચારે પ્રાંતોમાં અકેક પ્રાંત પુસ્તકાલય, અને રાજનગર વડોદરામાં આખા રાજ્યને માટે એક સેન્ટ્રલ લાઇબ્રેરી, તથા ગામડાઓમાં અને કસ્બાઓમાં પુસ્તકાલયો અને વાચનાલયોની યોજના ઘડવાના મિ. બૉર્ડનના મહાભારત કાર્યમાં તેમના ઉત્સાહી મદદનીશની ઘણી સારી મદદ મળી હતી.

ઇ. સ. ૧૯૧૩માં શ્રીમંત મહારાજા સાહેબે યૂરોપ, અમેરિકા અને જાપાનની પુસ્તકાલય પદ્ધતિઓની જાત માહિતી તથા તેમનો વ્યવહાર અનુભવ મેળવવા અને પાછા આવીને તેનો લાભ પોતાની પ્રજાને આપવાના ઉદ્દેશથી રા. કુડાલકરને ત્યાં મોકલ્યા. રા. કુડાલકરે અન્ય દેશોના કરતાં યુનાઇટેડ સ્ટેટસમાં પુસ્તકાલયના સંબંધમાં પોતાને જાણવાનું વિશેષ છે એમ માનીને ત્યાં વધારે સમય ગાળ્યો. ઇ. સ. ૧૯૧૫માં ત્યાંથી વડોદરે પાછા ફરતાં તેમને મિ. બોર્ડનની જગ્યાએ 'ક્યુરેટર ઑફ લાઇબ્રેરીઝ'ના હોદ્દાથી નીમવામાં આવ્યા; કારણ મિ. બૉર્ડન પુસ્તકાલય ખાતું સ્થાપન કરી, રાજ્યને પુસ્તકાલયોની જાળ ગુંથણીથી છાઇ દઇને તથા વડોદરાની સેન્ટ્રલ લાઇબ્રેરી માટેના મકાનના જુદી જુદી જાતના કેટલાક નકશાઓ

દોરી આપવાનું પોતાનું મહત્ત્વનું કાર્ય ઉત્તમ રીતે પૂર્ણ કરીને પોતે સ્વદેશ સીધાવી ગયા હતા. રા. કુડાલકરે, શ્રીમંત મહારાજા સાહેબે એમનામાં મૂકેલો વિશ્વાસ સાર્થક કર્યો અને ક્યુરેટર ઑફ્ લાઇબ્રેરીઝનો હોદ્દો પ્રતિષ્ઠાપૂર્વક એવી રીતે શોભાવ્યો કે જેમણે એમનું કાર્ય જોયું તેમણે તે વખાણ્યું. ૧૯૧૩માં સમસ્ત ભારતવર્ષમાં અને પરદેશોમાં પણ રાજ્યની તેમજ મહારાજાની કીર્તિ ઘણી ગવાઇ.

પરદેશોનાં પુસ્તકાલયોની મુલાકાતમાં રા. કુડાલકર ઉપર, પુસ્તકાલય પ્રવૃત્તિને વિશેષ લોક પ્રસિદ્ધ કરવાની અમેરિકાના આગળ વધેલા પુસ્તકાધ્યક્ષોની યોજનાઓએ ઘણી અસર કરી હોય એમ દેખાય છે. તેમાંની ઘણી યોજનાઓ તેમણે વડોદરામાં દાખલ કરી હતી. તીવ્ર લાગણી અને જાજ્વલ્યમાન કલ્પનાશક્તિ હોવા ઉપરાંત એમનામાં ભવ્ય અને અસરકારક પ્રદર્શનો રચવાનો તેમજ તેમને દૃષ્ટિસમક્ષ રજુ કરવાનો વિશેષ ગુણ પણ હતો. માસિકો અને સામયિકોનું પ્રદર્શન, શેક્સપિયરનું ત્રિશતવર્ષી પ્રદર્શન, સંગીત પ્રદર્શન, પુસ્તકાલય પ્રદર્શનો અને એવાં અન્ય પ્રદર્શનો ભરવામાં તેમણે સર્વ પ્રસંગે આ બક્ષિસોનો સદુપયોગ કર્યો હતો. આ પ્રદર્શનો જોવા ઘણા પ્રેક્ષકો આવ્યા હતા; અને આ પ્રદર્શનોની તેમના મન પર કેળવણી વિષયક ઘણી સારી અસર થવાથી તેઓ એ પ્રદર્શનોનો ઘણી તારીફ કરતા હતા.

પુસ્તકાલય ખાતાના અધિષ્ઠાતા તરીકેના તેમના સમયમાં શરૂ કરવામાં આવેલી અને તેમની દેખરેખ નીચે પ્રસિદ્ધ થતી 'ગાયકવાડ પૌર્વાત્યમાળા'નું પ્રસિદ્ધિ કાર્ય જેમ બને તેમ વેગપૂર્વક કરાવવામાં પણ એમણે ઘણું અગત્યનું કાર્ય કર્યું હતું. પુસ્તકાલયના શાસ્ત્રીય વિષયો ચર્ચતા હિન્દુસ્તાનના પહેલા અને એકલા સામયિક 'લાઇબ્રરી મિસેલની'ના તેઓ મુખ્ય સંપાદક હતા. માત્ર શોખની ખાતર તેઓ પોતાના બે સોબતીઓની સાથે રહીને એ સામયિક ચલાવતા હતા; અને તેને એટલી ઉચ્ચ કોટીએ લઇ જઇ શકયા હતા કે ઇંગ્લાંડ અને અમેરિકાનાં પુસ્તકાલયને લગતાં સામયિકો તથા હિંદુસ્તાનનાં વર્તમાનપત્રો પણ તેનાં ઘણાંજ વખાણ કરતાં હતાં. 'લાઇબ્રેરી મિસેલની' નિઃસ્વાર્થ ભક્તિ અને કુશળતાથી ચલાવવામાં આવતું હોવાથી, હિંદુસ્તાનમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો ફેલાવો કરવાનું તે મુખ્ય સાધન થઇ પડ્યું હતું. રા. કુડાલકર મરાઠી ભાષાના ઘણા સારા પંડિત હતા તેથી વારંવાર મરાઠી ભાષાનાં સામયિકોમાં છૂટથી લેખો લખતા. સને ૧૯૧૩માં ઇંદોરમાં ભરાયલી નવમી મરાઠી સાહિત્ય પરિષદમાં વંચાયેલો એમનો 'યુવક સાહિત્ય' ઉપરનો મરાઠી લેખ એટલો બધો રસિક અને બોધક હતો કે પરિષદમાં હાજર રહેલા એક સદ્ગૃહસ્થે એ નિબંધને ફરીથી છપાવીને મફત વહેંચ્યો હતો. સને ૧૯૧૯માં પુનામાં ભરાયલી પૌર્વાત્ય પરિષદમાં ( Oriental Conference ) વડોદરા રાજ્યના પ્રતિનિધિ તરીકે જઇને મરહુમ રા. કુડાલકરે, તિલકવાડાના નાના ઓવારા આગળ, નર્મદા નદીમાંથી ઇ. સ. ૧૯૧૭માં મળી આવેલા, વિક્રમ સંવત ૧૧૦૩ની સાલના ભોજ રાજાના વખતમાં લખાયલા તામ્રપટ,ઉપર એક નોંધ વાંચી સંભળાવી હતી. સને ૧૯૧૯ની નામદાર વાઇસરૉય લોર્ડ ચેમ્સફર્ડની વડોદરાની મુલાકાતને પ્રસંગે રા. કુડાલકરે રસિક વિગતોથી ભરપૂર 'વડોદરાની પુસ્તકાલય પ્રવૃત્તિ' એ નામનું ઉચ્ચકોટીનાં પુષ્કળ ચિત્રોવાળું પુસ્તક બહાર પાડ્યું હતું.

ઇ. સ. ૧૯૧૯ના માર્ચ મહિનામાં મદ્રાસના નામદાર ગવર્નર લૉર્ડ વિલિંગ્ડનના આશ્રય નીચે ભરાયલી પ્રથમ અખિલ ભારતવર્ષીય પુસ્તકાલય પરિષદના પ્રમુખ ચુંટવાનું માન રા. કુડાલકરને મળ્યું હતું.

ઉચ્ચાભિલાષી સજ્જનોની બાબતમાં સામાન્ય રીતે હોય છે તેમ રા. કુડાલકરમાં પણ ઉત્સાહ હમેશાં ઉભરાઇ જતો હતો. એઓની પાસે પુસ્તકાલય સુધારણા અને પુસ્તકાલય પ્રગતિ સંબંધી ઘણા ખ્યાલો હતા; અને તે વિષે રા. કુડાલકર પ્રેમ અને સહૃદયતાથી વાત કરતા હતા; એટલામાં એકાએક ૩૯ વર્ષની અપરિપક્વ વયે ઇન્ફ્લુએનઝાની ટુંક માંદગી ભોગવી પોતાની પાછળ પોતાની સ્ત્રી, એક પુત્ર, બે પુત્રીઓ, તથા બહોળું મિત્રમંડળ તથા પોતાના નિખાલસ હૃદયથી અને સારા કાર્યથી મેળવેલા પ્રશંસકો વગેરેને શોક કરતાં મૂકી ઇ. સ. ૧૯૨૧ના માર્ચ મહિનાની ૧૩મી તારીખે તેમણે પોતાની દેહ છોડી. આવો પ્રતાપી પુરૂષ જેને માટે ઘણી મોટી આશાઓ બાંધવામાં આવી હતી, તેનું આમ અકાળ મૃત્યુ થાય એ મોટું દુર્ભાગ્યજ ગણાય હિંદુસ્તાનની મફત સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિના કાર્યને આથી મોટી અને ભારે ખોટ પડી.

આ પ્રમાણે અમેરિકાથી આયાત કરીને વડોદરાના શ્રીમંત સરકાર સર સયાજીરાવ ગાયકવાડે ઇ. સ. ૧૯૧૦માં પોતાની પ્રજાની ઉન્નતિને અર્થે હિન્દુસ્તાનમાં સ્થાપન કરેલી મફત સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિને, ઈ. સ. ૧૯૨૧માં વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના અધિષ્ઠાતા, હોંશિયાર અને આશાભર્યા યુવાન પુસ્તકાધ્યક્ષ રા. જનાર્દન સખારામ કુડાલકર એમ. એ. એલ.એલ. બી. ઇન્ફ્લુએન્ઝાના જીવલેણ રોગનો ભોગ થઇ પડતાં એક સખ્ત ફટકો પડયો.*

ના. ચં. દીવાનજી.

* અંગ્રેજી ઉપરથી,



ન્યુટન મોહન દત્ત.

ક્યુરેટર ઓફ્ લાઇબ્રેરીઝ–વડોદરા. ૧૯૨૧ થી.

Lakshmi Art, Bombay 8



સ્વર્ગસ્થ રા. રા. ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ એમ. એ.

જન્મ ૧૮૮૧ ] સંસ્કૃત લાઇબ્રેરીઅન [ અવસાન ૧૯૧૮

૧૯૧૨-૧૯૧૮

વડોદરા રાજ્યની

# પુસ્તકાલય-પ્રવૃત્તિ

## પ્રકરણ ૧લું

### શરૂઆતનો ઇતિહાસ

વડોદરા સેંટ્રલ લાયબ્રેરી ખાતાનો જન્મ શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડની લક્ષ્મીવિલાસ-પૅલેસ-લાયબ્રેરીમાંથી થયો. હાલના મહારાજા જ્યારે મિ. એફ. એ. ઇલિઅટે અને રાજા સર ટી. માધવરાવે નક્કી કરેલું શિક્ષણ લેતા હતા ત્યારે તેમના ખાનગી ઉપયોગ માટે સને ૧૮૮૦માં પૅલેસ લાયબ્રેરીની સ્થાપના કરવામાં આવી હતી.

આ પૅલેસ લાયબ્રેરીમાં તે વખતે પુસ્તકોની સંખ્યા ઘણી થોડી હતી; અને એ પુસ્તકસંગ્રહને લક્ષ્મીવિલાસ રાજમહેલના એક ખંડમાં રાખવામાં આવ્યો હતો. આ પુસ્તકસંગ્રહ ઘણો નાનો હતો તેમ છતાં તે જ્ઞાનરૂપી દેવી ઝરણાના એક અતિ આનંદજનક જળાશયરૂપ હતો. આ જળાશયમાં શ્રીમંત મહારાજા સાહેબ દરરોજ—દિવસમાં ઘણી વાર મજ્જન કરતા; અને એ રીતે એમના બૌદ્ધિક દેહને એ પુષ્ટ અને પવિત્ર બનાવતા. તે વખતનાં જે પુસ્તકો હાલ સેંટ્રલ લાયબ્રેરીમાં છે તે ઉપરથી શ્રીમંત મહારાજા સાહેબનો પુસ્તકો સાથેનો પ્રબળ અને સતત સંસર્ગ દેખાઇ આવે છે. સરસ્વતીના સાચા પુત્રની પેઠે તેઓ મન અને હૃદયથી જ્ઞાનદેવીની ઉપાસના કરતા; અને પ્રાચીન સમયના સાચા બટુકની માફક તેઓ જ્યાં જતા ત્યાં જ્ઞાનના ચિન્હસ્વરૂપ પોતાના પ્રિય પુસ્તકને સાથે લઇ જતાઃ તેઓ પછી ગમે તો ક્રિકેટ કે ટેનિસની રમત નિહાળતા હોય, કે પાવાગઢ ચઢતા હોય, કે પછી આજવામાં નૌકાવિહાર કરતા

હોય. તે વખતનાં ઘણાં પુસ્તકોમાં શ્રીમંતના હસ્તે કરેલાં–"આ પુસ્તક મોતીબાગની શાળાના મેદાન ઉપર અમુક દિવસે પૂરું કર્યું કે વાંચ્યું" —એ જાતનાં ચિન્હો છે; ઘણી વાર તો એની પાછળ "રસિક", "ઉપયોગી" એવાં એવાં પ્રમાણ પણ આપેલાં છે. આ રીતે તે વખતનાં ઘણાં પુસ્તકો તેઓશ્રીનાં સ્નેહ અને ભક્તિનાં ચિન્હો ધરાવે છે. સેંટ્રલ લાયબ્રેરીના વિકાસની આ પ્રથમ ભૂમિકા હતી.

આ નાનકડું પુસ્તકાલય જ્યારે રાજમહેલમાં હતું ત્યારે શ્રીમંત મહારાજા સાહેબે પહેલવહેલો તેનો ઉપયોગ અમલદાર વર્ગને કરવા દીધો. શ્રીમંત મહારાજા સાહેબની પસંદગી પ્રમાણે થયેલા આ પુસ્તકસંગ્રહનો લાભ સ્વાભાવિક રીતે જ મોટા અમલદારો લેવા લાગ્યા. પાછળથી ધીરે ધીરે નાના અમલદારો પણ રાજપિતાએ ખુલ્લા મૂકેલા જ્ઞાનભંડારનો ઉપભોગ કરવા લાગ્યા. ત્યાર પછી એ પુસ્તકાલયને રાજમહેલમાંથી માંડવી પાસેના જૂના સરકારવાડામાં લઇ જવામાં આવ્યું. આગળની સૌ યોજનાઓ કરતાં આ યોજનાથી પુસ્તકાલય વધારે લોકપ્રિય બન્યું. આમ કર્યાથી મોટો ફાયદો એ થયો કે પૅલેસ લાયબ્રેરી કે જેને વિશાળ સ્વરૂપમાં હવે પ્રજાનું પુસ્તકાલય બનાવવા ધાર્યું હતું તે સફળ થાય તેવી જગ્યા –જૂના શહેરના કોટના અંદરના દરવાજામાંથી નીકળીને આવતા ચારે રસ્તા જ્યાં એકઠા થાય છે તે માંડવી ચકલાની પાસે વસ્તીની વચ્ચોવચ મળી. આ જગ્યા તે જૂનો સરકારવાડો કે જ્યાં હાલના મહારાજાના પૂર્વજો રાજ્યોત્સવો અને કૌટુંબિક પ્રસંગોએ પ્રજા સાથે છૂટથી ભળતા. આમ થવાથી જૂનાં સંસ્મરણો તાજાં થયાં; અને પ્રજામાંથી સંકોચ ઓછો થતો ગયો. આ જગ્યાએથી અસલના વખતમાં રાજાઓએ વહેંચેલાં દાન, અનાજ, મીઠાઈ, અને મોટાં ઇનામો પ્રજાએ જોયાં હશે; પરંતુ હવે આ જગ્યાએથી રાજાના ઉદાર હસ્તે પ્રજામાં જ્ઞાનની લહાણી થવા લાગી. આ આશ્ચર્યજનક ફેરફાર બધાંને આવકારદાયક લાગ્યો. જેમ જેમ શ્રીમંતની આ ઉદારતાનો લાભ લેવા આવનારની સંખ્યામાં વધારો થતો ગયો તેમ તેમ વધેલી માગણીને પૂરી પાડવા માટે પુસ્તકાલયનું સ્વરૂપ ઉત્તરોત્તર વિશાળ થતું ગયું.

સને ૧૯૧૦ના શિયાળામાં શ્રીમંત મહારાજા સાહેબ બીજી વાર અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં મુસાફરી કરતા હતા. પો-

શરૂઆતનો ઇતિહાસ

તાના રાજ્યમાં મફત અને ફરજિયાત કેળવણીના પ્રવર્તક શ્રીમંત મહારાજા સાહેબ જેવા શિક્ષણના ઉત્સાહી અને આદર્શવાદી નરેશને અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાંનાં હજારો સાર્વજનિક પુસ્તકાલયોનું દૃશ્ય જોઈને અસર થયા સિવાય રહી નહિ. તેથી તેમણે ન્યુ–હૅવનની યુવકમંડળની સંસ્થાના પુસ્તકાલયના પુસ્તકાધ્યક્ષ મિ. વિલિયમ ઍલૅન્સન બૉર્ડનને નોકરીમાં રાખી લઈને વડોદરા રાજ્યમાં સાર્વજનિક પુસ્તકાલયો ઉઘાડવાના કામની સુપરત કરીને વડોદરે મોકલ્યા. મિ. બૉર્ડન અમેરિકાની સાર્વજનિક પુસ્તકાલયની પ્રવૃત્તિની સાથે શરૂઆતથી જ સંબંધમાં રહેલા હોવાથી આ કામ માટે બરાબર યોગ્ય હતા. તેઓ કોલંબિઆ વિશ્વવિદ્યાલયમાં ડૉ. મેલવીલ ડયુઈએ ખોલેલા પુસ્તકાલયશિક્ષણના પ્રથમ વર્ગમાં વ્યાખ્યાતા પણ હતા. એમના લાંબા અનુભવ અને કાર્યકુશળતાને લઈને મિ. બૉર્ડન પોતાને સોંપાયેલું કાર્ય પાર પાડવા માટે સંપૂર્ણ રીતે સજ્જ થઈને વડોદરે આવ્યા.

પ્રથમ તો મિ. બૉર્ડને પૅલેસ લાયબ્રેરીને આખા રાજ્યની સેંટ્રલ લાયબ્રેરી બનાવી દેવાનું કામ હાથમાં લીધું; અર્થાત શ્રીમંત મહારાજા સાહેબના સરસ ખાનગી પુસ્તકાલયને વડોદરા રાજ્યનું મુખ્ય સાર્વજનિક પુસ્તકાલય બનાવી દેવાનું નક્કી કર્યું. આ મહાન કાર્યની શરૂઆતમાં જ લીધેલું આ પગલું ઘણું જ સમયાનુકૂળ હતું; અને એથી વડોદરાની પુસ્તકાલય–પ્રવૃત્તિને ઘણો વેગ મળ્યો. શ્રીમંત મહારાજા સાહેબ પુસ્તકાલયના પ્રશ્નને પોતાનો અંગત પ્રશ્ન ગણતા; અને એથી એમની ઉદારતા અને ઉત્સાહને લીધે જ આ કાર્ય થઈ શક્યું. રાજ્યની વિશાળ સેંટ્રલ લાયબ્રેરીની સ્થાપના કરવાને લગભગ વીસ હજાર પુસ્તકો શરૂઆતમાં જ પ્રાપ્ત થયાં; અને તેથી મિ. બૉર્ડન ભવિષ્યની એમની યોજનાઓ વિશાળ સ્વરૂપમાં યોજવાને શક્તિમાન થયા. ત્યાર પછી મિ. બૉર્ડનને રાજ્યમાં સેંટ્રલ લાયબ્રેરી ડિપાર્ટમેંટ નામનું પુસ્તકાલય ખાતું ખોલવાની અને આખા રાજ્યમાં સાર્વજનિક પુસ્તકાલયો ઉઘાડવાના ધારાધોરણ ઘડવાની રજા મળી. તે પ્રમાણે એમણે વડોદરાની સેંટ્રલ લાયબ્રેરીને વડોદરા રાજ્યની તેમ જ પ્રાંતની સેંટ્રલ લાયબ્રેરી ગણી બીજા ત્રણ પ્રાંતો માટે દરેક પ્રાંતમાં અકેક નાની સેંટ્રલ લાયબ્રેરી સ્થાપવાની યોજના કરી. એથી આગળ વધીને એમણે

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

રાજ્યના બાકીના ૩૮ કસ્બામાં એકેકું પુસ્તકાલય, અને મોટાં ગામોમાં લગભગ બધે પુસ્તકાલય સ્થાપવું એમ વિચાર કર્યો. નાનાં ગામોમાં પણ જ્યાં પુસ્તકાલય સ્થાપી શકાય તેમ હોય ત્યાં તે સ્થાપવાં; અને બીજે બધે એકદમ વાંચનાલયો ખોલવાં, ફરતાં પુસ્તકાલયો તો બધે જ મોકલવાં: આ પ્રમાણે નક્કી થયું. આ બધાં પુસ્તકાલયોનો પરસ્પર સંબંધ રાખવાનો હતો, અને તે દરેક ઉપર સેંટ્રલ લાયબ્રેરી ડિપાર્ટમેંટની દેખરેખ નીમવાની હતી: આ રીતે પુસ્તકાલયખાતાનું સ્વરૂપ વિશાળ થયું. આ પ્રમાણે આખા રાજ્યને સાર્વજનિક પુસ્તકાલયોની ઘાટી વણાયેલી જાળ વડે બરાબર આવરી લેવાનુ હતુ.

---



શ્રીમંત મહારાજા સાહેબનું લક્ષ્મીવિલાસ પેલેસમાંનું પુસ્તકાલય.




વડોદરા પ્રાંતની પુસ્તકાલય પ્રગતિ ( ૧૯૧૭-૧૮ )

# પ્રકરણ ૨જું

## સેંટ્રલ લાયબ્રેરી

### ખાતાની ઉત્પત્તિ

આપણે આગળ જોઈ ગયા કે જૂની પૅલેસ લાયબ્રેરીને રાજ્યની સેંટ્રલ લાયબ્રેરી બનાવી દીધી, અને રાજ્યના કેળવણી ખાતાની એક શાખા તરીકે સેટ્રલ લાયબ્રેરી ડિપાર્ટમેંટ નામનું પુસ્તકાલય ખાતું ખોલવાનું નક્કી કરવામાં આવ્યું.

આ ખાતાએ પોતાના કાર્યનો આરંભ વડોદરાની જૂની પૅલેસ લાયબ્રેરીને સેંટ્રલ લાયબ્રેરી બનાવીને શરૂ કર્યો. પુસ્તકાલય-પરિસ્થિતિનો પૂરેપૂરો વિચાર કર્યા પછી આખા રાજ્યમાં સાર્વ-જનિક પુસ્તકાલયો સ્થાપવાનું કામ ખાતાએ હાથમાં લીધું. સાર્વ જનિક પુસ્તકાલયની યોજના ઉપરથી થોડા સમય બાદ ફરતા પુસ્તકાલયની શાખા નીકળી, અને થોડાં વર્ષ પછી દશ્યચિત્રશિક્ષણ શાખા પણ નીકળી. આથી કરીને પુસ્તકાલયની અનુક્રમે એકેકી પ્રવૃત્તિ લઈને એનું વિવેચન કરીશું.

### સેંટ્રલ લાયબ્રેરી

આપણે આગળ જોયું કે સેંટ્રલ લાયબ્રેરી એ શ્રીમંત મહા રાજા સાહેબની લક્ષ્મીવિલાસ-પૅલેસ-લાયબ્રેરીમાંથી ઉદ્ભવી, અને એની સ્થાપના વખતે તેમાં લગભગ વીસ હજાર પુસ્તકો હતાં. આ પુસ્તકોમાં પહેલા વર્ષ દરમ્યાન બીજા ત્રણ પુસ્તકસંગ્રહો ઉમેર-વામાં આવ્યાઃ એક શ્રીમંત સંપતરાવ ગાયકવાડની શ્રી સયાજી લાયબ્રેરીમાંનો ગુજરાતી અને મરાઠી મળી ૩,૩૦૦ પુસ્તકોનો, બીજો એ ને એ લાયબ્રેરીમાંનો ૬૩૦ સંસ્કૃત પુસ્તકોનો, અને ત્રીજો રાજ્યની વિઠ્ઠલમંદિર લાયબ્રેરીમાંનો ૩,૦૦૦ કરતાં પણ વધારે સંસ્કૃત પુસ્તકો અને હસ્તલિખિત પત્રોનો. છેલ્લા બે સંગ્રહો વડે સેંટ્રલ લાયબ્રેરીનો સસ્કૃત વિભાગ શરૂ થયો. શ્રીમંત મહારાજાનો ઉત્સાહ એમના નાના ભાઈ શ્રીમંત સંપતરાવ ગાયકવાડમાં પણ

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

આવ્યો હતો; અને તેથી તેમણે પણ પોતાનું એક જુદું પુસ્તકાલય સ્થાપ્યું હતું; અને શ્રીમંત મહારાજા સાહેબ પ્રજા-કેળવણી જેવા ઉદાર કાર્યના ઉત્પાદક હોવાથી તેનું નામ શ્રી સયાજી લાયબ્રેરી પાડયું હતું; અને તે વડોદરાની પ્રજાના ઉપયોગ માટે મફત ખુલ્લું મૂકયું હતું. જ્યારે એમને એમ જણાવવામાં આવ્યું કે એમનાં કેટલાંક પુસ્તકો સેંટ્રલ લાયબ્રેરી કે જ્યાં પૂરતી છૂટથી પ્રજાને સગવડ કરી આપવામાં આવે છે ત્યાં રાખવામાં આવે તો એનો વધારે બહોળા પ્રમાણમાં સાર્વજનિક ઉપયોગ થઈ શકે તેમ છે ત્યારે એમણે ઘણી ખુશીથી એમનાં દેશી ભાષાનાં અને સંસ્કૃત પુસ્તકો નવી સ્થપેલી સેંટ્રલ લાયબ્રેરીમાં મોકલાવી આપ્યાં. પૅલેસ લાયબ્રેરી એ શ્રીમંતની અંગત લાયબ્રેરી હોવાથી તેમાં એમના અભ્યાસમાં જરૂર પડે તે પ્રમાણે પુસ્તકો વખતોવખત મંગાવી લેવામાં આવતાં હતાં; અને તેથી એમાં દેશી ભાષાનાં પુસ્તકો ઘણાં જ થોડાં હતાં. આથી કરીને શ્રીમંત સંપતરાવ ગાયકવાડે આપેલાં દેશી ભાષાનાં પુસ્તકો ઘણાં ઉપયોગી થઇ પડ્યાં; કારણ કે એના વડે સેંટ્રલ લાયબ્રેરીમાં દેશી ભાષાઓનો વિભાગ શરૂ કરી શકાયો. આ જ રીતે એમનાં સંસ્કૃત પુસ્તકો વડે સંસ્કૃત વિભાગમાં ઘણો કિંમતી ઉમેરો થયો.

આ પુનર્વ્યવસ્થાના કાર્યના આરંભમાં શ્રીમંત મહારાજા સાહેબે પણ પુસ્તકાલય-ખર્ચની રકમ કૃપા કરી વધારે મંજુર કરી. પૅલેસ લાયબ્રેરી માટે પુસ્તક ખરીદવા વાર્ષિક રૂ. ૩,૦૦૦) મંજુર થતા. આ રકમ વધારીને વાર્ષિક રૂ. ૧૩,૦૦૦) મંજુર કરી; કારણ કે હવે ઘણા વિભાગ ઉઘાડવામાં આવ્યા હતા, અને એને રાજ્યનું આદર્શ પુસ્તકાલય બનાવવાની નેમ હતી. પૅલેસ લાયબ્રેરીમાં વર્તમાનપત્રો અને સામયિકોનું વાચનાલય પણ નહોતું. આવું એક વાચનાલય સ્થાપવા માટે વાર્ષિક રૂ. ૧૫૦૦) ની એક ખાસ રકમ મંજુર કરવામાં આવી હતી. આ રીતે સેંટ્રલ લાયબ્રેરી નીચેના વિભાગ સાથે શરૂ થઇ: (૧) વર્તમાનપત્રોનું વાચનાલય; (૨) અંગ્રેજી, ગુજરાતી, અને મરાઠી વિભાગોના વાચનસંગ્રહો (Circulating or Lending Collections); અને (૩) છાપેલાં પુસ્તકો અને હસ્તલિખિત પત્રોનો સંસ્કૃતવિભાગ. આમાં વખત જતાં (૪) બાલવિભાગ; (૫) સ્ત્રીવિભાગ; (૬) અધ્યનસંગ્રહ

(Reference Collection); (૭) હિંદી, ઉર્દૂ અને ઇતર વિભાગ; (૮) ઉર્દૂ હસ્તલિખિત પુસ્તકસંગ્રહ વિભાગ; (૯) પુસ્તક–વર્ણન–વિદ્યા વિભાગ; (૧૦) પુસ્તકાલય–શિક્ષણ વિભાગ; (૧૧) ગાયકવાડ ઓરિએન્ટલ સીરિઝ, અને (૧૨) મહિલા લાયબ્રેરી વગેરે વિભાગો ઉમેરાયા.

## પુસ્તકાલય–શિક્ષણ વર્ગ

### (અ) ઉત્પત્તિ

પુનર્વ્યવસ્થાના આ સઘળા કાર્ય માટે એ તો સ્પષ્ટ જ હતું કે પુસ્તકાધ્યક્ષ અને મદદનીશના મોટા મંડળની આવશ્યકતા સ્વીકારવી જોઈએ, અને એ મંડળે છેક આધુનિક પદ્ધતિ પ્રમાણે પુસ્તકાલયવ્યવસ્થાનું શાસ્ત્રીય શિક્ષણ પ્રાપ્ત કરવું જોઈએ. તેથી સને ૧૯૧૧ના માર્ચમાં શ્રીમંત સરકાર તરફથી પુસ્તકાધ્યક્ષનો શિક્ષણ–વર્ગ ઉઘાડવાની મિ. બૉર્ડનને રજા મળી: એની અંદર એક વર્ષ માટે માસિક રૂ. ૨૫)ની શિષ્યવૃત્તિ આપીને મુંબાઇ યુનિવર્સિટીના ૭ ગ્રેજ્યુએટ કે બીજા એવા ઉચ્ચ કેળવણી લીધેલા માણસો અને ૭ અંડર ગ્રેજ્યુએટો રાખવાના હતા: આ રીતે એક વર્ષ કેળવણી લીધા પછી ગ્રેજ્યુએટ કે એવા ઉચ્ચ કેળવણી લીધેલા માણસને રૂ. ૬૦)થી ૧૦૦)ની ગ્રેડમાં અને અંડર ગ્રેજ્યુએટને રૂ. ૩૦)થી ૫૦)ની ગ્રેડમાં કાયમ કરવાનું ઠર્યું હતું. પ્રથમ આ વર્ગ સેંટ્રલ લાયબ્રેરીના કામદાર મંડળને શિક્ષણ મળે એ હેતુથી સ્થાપવામાં આવ્યો હતો; તેમ છતાં આખા હિંદુસ્તાનમાં એમ જાહેર કરવામાં આવ્યું હતું કે હિંદુસ્તાનના ગમે તે પ્રદેશમાંથી આવનાર માણસ અહીં આવી અમેરિકન પુસ્તકાલયવિશારદના હાથ નીચે અપાતા આધુનિક પુસ્તકાલય–શિક્ષણનો લાભ લઇ શકશે. પરંતુ આમંત્રણ કોઈએ ધ્યાનમાં લીધું નહિ; તેથી મહારાજા બહુ નિરાશ થયા. આ ઉપરથી એમ જણાયું કે હિંદુસ્તાન રાષ્ટ્રીય કેળવણીમાં પુસ્તકાલયની શી અગત્ય છે તે સમજી શક્યું નથી, અને તેથી તે પુસ્તકાલયની આધુનિક પદ્ધતિઓની કદર કરી શક્યું નથી. આ ઉપરથી એ પણ જણાય છે કે વડોદરાના રાજકર્તાની દૃષ્ટિ રાષ્ટ્રીય પુનર્વ્યવસ્થાઓની બીજી બાબતોની માફક રાષ્ટ્રીય શિક્ષણની બાબતમાં પણ કેટલી બધી દીર્ઘ છે. અને તેટલા માટે

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

શ્રીમંત "હિંદુસ્તાનની આધુનિક પુસ્તકાલય-પ્રવૃતિના અગ્રેસર" તરીકે ઓળખાવાને પાત્ર છે. મિ. બૉર્ડન હિંદુસ્તાનમાં આવ્યા ત્યાર પછી ત્રણ વર્ષે મુંબાઈ યુનિવર્સિટીએ પોતાના પુસ્તકાધ્યક્ષને શાસ્ત્રીય શિક્ષણ લેવા માટે યૂરોપ મોકલ્યો, અને ત્યાર પછી ચાર વર્ષે પંજાબ યુનિવર્સિટીએ પોતાનું પુસ્તકાલય વ્યવસ્થિત કરવા અને પંજાબ માટે પુસ્તકાધ્યક્ષો તૈયાર કરવાં અમેરિકામાંથી એક પુસ્તકાલયવિશારદને બોલાવ્યો.

## (આ) અભ્યાસક્રમ

આ પ્રમાણે પુસ્તકાલય-શિક્ષણનો વર્ગ ઉઘડયો, એટલે નિયમિત અભ્યાસક્રમ નક્કી કરવામાં આવ્યો. પુસ્તકાલયને લગતા હસ્તાક્ષર, પુસ્તકોનાં કદ માપવાનું કામ, કાગળની જાતપરખ, પુસ્તક બાધવાનું કામ, પુસ્તકોનાં કાર્ડ બનાવવાનું કામ, પુસ્તકમાં મૂકવાની કાપલીઓ, ગ્રંથપત્ર, કીતાબ-કોથળી વગેરે બનાવવાનું કામ, પુસ્તકોની પ્રાવેશિક નોંધનો અનુક્રમ અને વર્ગ લખવાનું કામ, ચોપડી આપલે કરવાની પદ્ધતિ, વખતસર પાછાં નહિ આવેલાં પુસ્તકો માટે ઉઘરાણી કરવાનું અને દંડ ઉઘરાવવાનું કામ, રોજ વાંચવા આપેલી ચોપડીઓની નોંધ રાખવાનું વગેરે વગેરે કામોનો સમાવેશ પ્રાથમિક શિક્ષણના અભ્યાસમાં રાખ્યો હતો. આટલું કામ થઇ ગયા પછી ચોપડીઓને પ્રાવેશિક નોંધપોથીમાં દાખલ કરવાનું કામ હાથ લેવામાં આવ્યું હતુ. પૅલેસ લાયબ્રેરીની સઘળી ચોપડીઓને ફરીથી નવીન પદ્ધતિ પ્રમાણે રજીસ્ટરમાં નોંધવાની હોવાથી અને એનું નવા નિયમો પ્રમાણે વર્ગીકરણ કરવાનું હોવાથી લાયબ્રેરીના આ નવા કામદાર મંડળને ઘણું ક્રિયાત્મક કાર્ય મળી શકયું, અને આ રીતે બન્ને પ્રકારનાં કાર્યમા નિષ્ણાત થવાની તેને સગવડ મળી. નવાં પ્રાવેશિક નોંધપત્રો પુસ્તકનું નામ, કર્તા, પ્રકાશન, તારીખ, પ્રકાશક, કિંમત, કદ વગેરે વગેરે જાતની દરેક બાબતની નોંધ સાથે તૈયાર કરવામાં આવ્યાં હતાં. આ પ્રાવેશિક નોંધપત્રો ઘણી કાળજીથી તૈયાર કરવામાં આવે છે, કારણ કે પુસ્તકાલયની અત્યંત કિંમતી માલમતા—ચોપડીઓની વિશ્વાસપાત્ર નોધ ફક્ત તેમાંથી જ મળી શકે છે. આ કાર્યની સાથે સાથે આધુનિક વર્ગીકરણની યોજના પ્રમાણે પુસ્તકોના વિભાગ પાડવાનું કામ શરૂ કરવામાં આવ્યું હતું.



૧૯૯૦ ] શ્રી ફતેસિંહરાવ સાર્વજનિક પુસ્તકાલય, પાટણ. [ રૂ। ૩૦,૦૦૦

આ કામને માટે હિંદુસ્તાનનાં પુસ્તકાલયોને અનુકૂળ થઈ પડે તેવી એક સ્વતંત્ર પદ્ધતિ મિ. બૉર્ડને ઘડી કાઢી. આ પદ્ધતિ અમેરિકામાં પ્રચલિત સંપૂર્ણ અને સપ્રમાણ યોજનાઓમાં જેની ગણત્રી થાય છે તે ડૉ. મેલ્વિલ ડ્યૂની દશાંશ પદ્ધતિ અને મિ. ચાર્લ્સ કટરની વિસ્તારશીલ પદ્ધતિ નામની બે વર્ગીકરણ પદ્ધતિઓનું મિશ્રણ છે. મિ. કટરની મૂળાક્ષર પદ્ધતિ ઉપરથી ઘડાયેલા "એ"થી "ઝેડ" સુધીના ૨૬ મુખ્ય વર્ગો આમાં રાખવામાં આવ્યા છે. અને આ વર્ગોના વિભાગચિન્હો તરીકે અરબી ભાષાના આંકડા વાપર્યા છે; કારણ કે આ આંકડાના નવ નવ વિભાગો અને ઉપવિભાગો જોઈએ તેટલા કરી શકાય છે; તેથી જ મિ. ડ્યૂની દશાંશ પદ્ધતિનું આમાં અનુકરણ કરવામાં આવ્યું છે. એ જ પ્રમાણે મિ. બૉર્ડને કર્તાઓના ક્રમાંકનું કોષ્ટક સ્વતંત્ર રીતે બનાવ્યું છે. સેંટ્રલ લાયબ્રેરી

આ રીતે નાનામોટા દરેક પુસ્તકાલયમાં દાખલ કરી શકાય તેવી વર્ગીકરણની સ્વતંત્ર પદ્ધતિ વડોદરાને પ્રાપ્ત થઈ. સેંટ્રલ લાયબ્રેરીનાં સઘળાં પુસ્તકોનું વર્ગીકરણ કરવામાં ઘણો વખત ગયો હતો; અને તેથી પુસ્તકાલયનું આ કામદારમંડળ એક વર્ષ કરતાં વધારે મુદ્દત માટે આ કામમાં રોકાયું હતું. કેટલેક અંશે ભેટમાં મળતાં પુસ્તકોથી અને કેટલેક અંશે પુસ્તક-ખરીદીની વાર્ષિક રકમમાંથી ખરીદેલાં પુસ્તકોથી આ પુસ્તકાલય ઝડપથી વધવા માંડયું. આથી મિ. બૉર્ડનની નોકરીનો સમય પૂર્ણ થતા પહેલાં પુસ્તકોની સવિસ્તર યાદીઓ તૈયાર કરવાનું કાર્ય હાથમાં લઈ શકાયું નહિ. મિ. બૉર્ડને પુસ્તકોની યાદીઓ તૈયાર કરવા માટેનો વ્યવહારૂ ખ્યાલ એટલે સુધી આપ્યો હતો કે એ સેવામાંથી છૂટા થાય ત્યાર પછી પણ સ્વતંત્ર રીતે કામ ચાલુ રાખવાની શક્તિ કામદાર મંડળમાં આવી હતી. રાજ્યમાં દફતરો રાખવાની શાસ્ત્રીય પદ્ધતિ વિશે પણ આ વર્ગને સંપૂર્ણ માહિતી આપવા પ્રથમ વિચાર હતો; પરંતુ મિ. બૉર્ડનનું વડોદરામાં રહેવાનું ઘણું થોડું હતું અને જે કામ માથે લેવાનું હતું તે ઉચ્ચ કોટિનું હોવાથી આનો સમાવેશ મુકરર કરેલા શિક્ષણક્રમમાં કરવામાં આવ્યો નહિ. જે વખતે સેંટ્રલ લાયબ્રેરીમાં પુસ્તકોનું વર્ગીકરણ ચાલતું હતું તે વખતે અધ્યયન-સંગ્રહની સાથે સ્પષ્ટ રીતે સંબંધ ધરાવતા ગ્રંથો જુદા પાડવામાં આવ્યા હતા;

અને આ પ્રમાણે વાચનસંગ્રહ વિભાગથી અધ્યયનસંગ્રહ વિભાગ જુદો પાડવામાં આવ્યો હતો. જેમ પુસ્તકોનું વર્ગીકરણ થતું ગયું તેમ કાર્ડની વર્ગવાર યાદીઓ પણ વધતી ગઈ.

કાલક્રમે પુસ્તકાલય ખાતાએ બાલવિભાગ, સંસ્કૃતવિભાગ, ફરતાં પુસ્તકાલયની શાખા, તેમ જ રાજ્યમાં મોટા પ્રમાણમાં કસ્બા અને ગ્રામ પુસ્તકાલયો ખોલવાની નવી નવી પ્રવૃત્તિઓ ઉપાડી લીધી, અને આ પુસ્તકાલયશિક્ષણ વર્ગને આ નવી પ્રવૃત્તિઓ વિશે વાકેફ કરવામાં આવ્યો. આ પ્રમાણે પુસ્તકાલય વર્ગને એવા પ્રકારનુ પ્રત્યેક શાખાનું શિક્ષણ આપવામાં આવ્યું કે જેથી રાજ્યમા અથવા રાજ્ય બહાર બીજા નવાં પુસ્તકાલયો આધુનિક સર્વમાન્ય પદ્ધતિ પ્રમાણે સ્થાપવામાં સફળતા મેળવવા જેટલી લાયકાત એ વર્ગમાં શિક્ષણ લેનાર સર્વને પ્રાપ્ત થઈ.

## સેંટ્રલ લાયબ્રેરીની કાર્યપદ્ધતિ

પુસ્તકાલય વર્ગને પુસ્તકાલય-વ્યવસ્થાની કેટલીક આધુનિક રીતો શીખવવામાં આવ્યા પછી તેના વ્યાવહારિક ઉપયોગ માટે એ વર્ગના સભ્યોને વાચનસંગ્રહ વિભાગમાં કામ કરવાની અનુકૂળતા કરી આપવામાં આવી હતી. પુસ્તકાધ્યક્ષની મુખ્ય લાયકાત લોકો સાથે એ સારી રીતે કામ પાર ઉતારી શકે અને એ રીતે પુસ્તકાલયને પુષ્કળ લોકપ્રિય બનાવે તેમાં છે. આને માટે પુસ્તક લેવા આવે એનો ઓછામાં ઓછો સમય જાય તેની કાળજી રાખવી એ મોટામાં મોટી વસ્તુ છે. આથી પુસ્તકો આપવાલેવાની જૂની પદ્ધતિનો અસ્વીકાર કરવામાં આવ્યો છે; કારણ તે આધુનિક પુસ્તકાલયને પ્રતિકૂળ છે એટલું જ નહિ; પરંતુ તેમાં ઘણાં માણસો રોકવાની જરૂર પડે છે. વાચકોની સંખ્યા હવે વધતી જાય છે. એટલે જૂની પદ્ધતિ પ્રમાણે દરેક વાચક માટે અકેક વાચક-કાર્ડ તૈયાર કરવામાં આવે છે. એ કાર્ડ ઉપર પુસ્તકનો નંબર અને આવ્યા-ગયાની તારીખ લખવામાં આવે છે. ચિનાઇ પતરાના ખાનાઓમાં વાચકોની અટકની કક્કાવારી પ્રમાણે આ કાર્ડો ગોઠવવામાં આવે છે. એ જ પ્રમાણે દરેક પુસ્તકના પૂઠાની અંદરની બાજુએ એક કીતાબ-




૬ ખાના વાળી કાર્ડ કેટલૉગની પેટી




નાના પુસ્તકાલયો માટે આવશ્યક સરજામ



૨૦ ખાનાવાળી કાર્ડ કેટલૉગની પેટી

ક્ષત્રિય મુ. વડોદરા

કોથળી ચોંટાડેલી હોય છે; તેમાં પુસ્તકનું કાર્ડ રાખવામાં આવે છે. આ પુસ્તક-કાર્ડ ઉપર પુસ્તક લઈ જનાર સહી કરે છે અને પુસ્તક મળ્યા બદલની પહોંચને બદલે તે મૂકી જાય છે; જે દિવસે જેટલાં પુસ્તકો વાંચવા માટે આપવામાં આવે છે તે દિવસે તે દિવસનાં કાર્ડ પુસ્તક-કાર્ડનાં પતરાંનાં ખાનાંમાં વર્ગ પ્રમાણે તારીખવાર ગોઠવવામાં આવે છે. એક પુસ્તક પખવાડિયું રાખવા દેવામાં આવે છે. એટલે આવાં પુસ્તક-કાર્ડનાં પંદર પતરાંનાં ખાનાં હોય છે. તે દરેક ઉપર પુસ્તક આપ્યાની તારીખ સામે તારીખની જે પટ્ટી રાખવામાં આવે છે તે ઉપર તેમ જ વાચક-કાર્ડ ઉપર તારીખનો શિક્કો મારવાનું કામ પુસ્તક આપનાર કારકુન થોડી પળમાં કરી શકે છે. પણ પુસ્તક-કાર્ડ પરથી વાચક-કાર્ડ ઉપર વાચકે લીધેલા પુસ્તકનો નંબર લખવાનું કામ પાછળથી જ્યારે ફુરસદ મળે ત્યારે જ કરવામાં આવે છે. જે તારીખે વાચક ચોપડી પાછી આપે છે, તે તારીખનો શિક્કો વાચકના કાર્ડ ઉપર મારવામાં આવે છે; તે પછી જ વાચકને બીજું પુસ્તક લેવા તે કાર્ડ આપવામાં આવે છે. પાછા આવેલા પુસ્તકનું પુસ્તક-કાર્ડ બહાર ગયા તારીખના ખાનામાંથી કાઢી તે ઉપર પાછું આવ્યાની તારીખ નોંધી તે જ પુસ્તકની ટીતાણ-કોથળીમાં મૂકી દેવાનું કામ પણ ફુરસદે કરવામાં આવે છે. પુસ્તકાલયનો મદદનીશ કામદાર દરેક વાચકને પુસ્તક ખોળી આપતો નથી; પરંતુ દરેક વાચક પુસ્તકોના ઘોડા વા કબાટો આગળ જઈ પોતે જ પુસ્તક જોઈ પ્રસ્તાવના, અનુક્રમણિકા વગેરે વાંચી પોતાને મનપસંદ પુસ્તક લઈ લે છે. જો આમ કરવામાં ન આવે તો પુસ્તકાલયના મદદનીશોનો તેમ જ વાચકોનો ઘણો વખત નકામો જાય. આ યોજનાથી એક લાભ વળી એ થાય છે કે પુસ્તકાલયની દરેક શાખાની સંપત્તિ વાચક સમક્ષ રજુ થાય છે. વિશાળ ઓરડામાં શિષ્ટ પુસ્તકોનો મોટો સંગ્રહ જોઈને એકાએક જે વિસ્મય વાચકના મનમાં ઉત્પન્ન થાય છે, અને તેને સારા સાહિત્ય ઉપર જે નિરંકુશ અને નિઃસીમ પ્રેમ ઉપજે છે તે ખરેખર અવર્ણનીય જ હોય છે; અને તે પ્રેમ જિંદગી પર્યંત ટકી રહે છે. આ પ્રકારે વાચકોને મળતી અનુકૂળતાઓને લીધે પ્રતિ વર્ષે વડોદરામાં પુસ્તકોનું વાચન વધવા ઉપરાંત પુસ્તકાલય ઘણું લોકપ્રિય થતું જાય છે.

સેંટ્રલ લાયબ્રેરી

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

રાજ્યનાં બીજાં પુસ્તકાલયોની માફક સેંટ્રલ લાયબ્રેરીનો ઉપયોગ પણ સર્વ રીતે મફત જ થઈ શકે છે. વાસ્તવિક રીતે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોની યોજનાનું મુખ્ય સૂત્ર '**મફત ઉપયોગ**' છે; અને જનસમૂહમાં પુસ્તકાલયોને પ્રિય કરવાનો આ એક અગત્યનો સિદ્ધાંત છે. સેંટ્રલ લાયબ્રેરીમાંથી વાચક તરીકે નામ નોંધાવી પુસ્તકો ઘેર વાંચવા લઇ જવા માટે જે જામીનગીરી આપવી પડે છે તે એટલી જ કે વાચક તરીકે દાખલ થવાની છાપેલી અરજી ઉપર રૂ. ૫૦) ના વિશેષ પગારવાળા આ રાજ્યના કોઇ અમલદાર કે સનંદ મેળવેલા વકીલની જામીન તરીકે સહી લાવવી. કોઈ ઘરના માલિક કે જમીનદાર હોય અથવા અમુક આયપત વેરો ભરતા હોય તેમને તેમની પોતાની જવાબદારી ઉપર જ પુસ્તકો આપવામાં આવે છે. દર વર્ષે વાચક તરીકે અરજી કરવાની હોય છે. યથાર્થ કારણો બતાવવામાં આવે તો વાચકને એકી વખતે સામાન્ય નિયમ કરતાં વધારે પુસ્તકો ઘેર વાંચવા આપવાની અનુકૂળતા પણ કરી આપવામાં આવે છે. શિક્ષકો અને વિદ્યાર્થીઓને આથી પણ કેટલાક વિશેષ હક્ક આપવામાં આવે છે.

પુસ્તકો આપવાલેવાનું કામ સવારમાં તેમ જ સાંજના અઢી અઢી કલાક રાખવામાં આવ્યું છે. અધ્યયન-સંગ્રહનો ઉપયોગ તો સવારના ૧૦॥ થી ૧૧॥ સુધીના એક કલાક સિવાય આખો દિવસ કરવાની સર્વ કોઇને છૂટ છે. ખાસ અપવાદ સિવાય અધ્યયન-સંગ્રહનાં પુસ્તકો ઘેર વાંચવા લઇ જવા દેવામાં આવતાં નથી; તે તો પુસ્તકાલયમાં બેસીને જ વાંચવા દેવામાં આવે છે.

## ખબર ખાતું

સેંટ્રલ લાયબ્રેરીનું કામ વ્યવસ્થિત થયા પછી વર્તમાનપત્ર ચલાવવામાં નિષ્ણાત એક પુસ્તકાધ્યક્ષને એક વર્ષથી કંઇક વધુ સમય સુધી વર્તમાનપત્રો અને સામયિકો—મુખ્યત્વે કરીને હિંદુસ્તાનનાં-માંથી—અગત્યના લેખોની નોંધ રાખવાનું તથા મહત્વના વર્તમાનની કાપલીઓ કાપી લેવાનું અથવા તો ટુંક સાર રાખવાનું કામ

સોંપવામાં આવ્યું હતું. પોતાના ઉપયોગને માટે આ પ્રકારની માહિતીનો સંગ્રહ રહે તે શ્રીમંત મહારાજા સાહેબને બહુ પસંદ હતું; પરંતુ આ પ્રકારનું કામ કરતા પુસ્તકાધ્યક્ષે રાજ્યની નોકરી છોડી એટલે દુર્ભાગ્યે એ પ્રવૃત્તિ બંધ કરવી પડી. વર્તમાનની કાપલીઓ રાખનાર આડતીઆઓના ગ્રાહક થઈને પણ આ કાર્ય ચાલુ રાખવાના કેટલાક પ્રયત્નો થયા હતા; પરંતુ ખર્ચ બહુ થવાથી આ કામ કેટલેક અંશે પડતું મૂકાયું. પ્રેસ–રિપોર્ટર–શાખા જ્યાં સુધી સેંટ્રલ લાયબ્રેરીની સાથે હતી ત્યાં સુધી તે શાખા હિંદુસ્તાનનાં પ્રખ્યાત વર્તમાનપત્રોમાંથી વડોદરા રાજ્યને લગતા મહત્વના બધા લેખોની નોંધ લેતી હતી; પરંતુ આ શાખાનો સંબંધ સેંટ્રલ લાયબ્રેરીથી છૂટો થયા પછી આવું કામ અહીં કરવામાં આવતું નથી. હજુર ખાનગી સેક્રેટરીની કચેરીમાં કેટલાક સમાચારની કાપલીઓનો સગ્રહ રાખવામાં આવે છે તથા દિવાન કચેરીમાં પણ આવો સંગ્રહ ખરીદ કરીને રાખવામાં આવે છે. એચ. ડબ્લ્યુ. વિલ્સનનાં Reader's Guide to Periodical Literature (વાચકનો સામયિક સાહિત્યનો ભોમીઓ) તથા Athenæum Index to Periodicals (ઍથેનિયમ સામયિકપત્રોની લેખસૂચી) આ બાબતમાં ઘણાં ઉપયોગી થઇ પડે તેમ છે, જો કે લેખસૂચીવાળાં પત્રો બહાર પડ્યા પછી ઘણે વખતે આ પ્રકાશનો હિંદુસ્તાનમાં આવે છે, અને વળી તેમાં હિંદુસ્તાનને લગતા બધા વિષયોની લેખસૂચી આવતી નથી. વળી આ લેખસૂચી સામાન્ય વાચક માટે તૈયાર કરેલી હોવાથી અને તે ખાસ કરીને સાહિત્યવિષયક હોવાથી અમુક દેશી રાજ્ય કે પ્રાંતને લગતી જરૂરિયાતો પૂરી પાડવાના કામની એ દ્વારા આશા રાખી શકાય નહિ.

સેંટ્રલ લાયબ્રેરી

## વર્તમાનપત્ર—વાચનાલય

જ્યારે સેંટ્રલ લાયબ્રેરી સ્થપાઈ ત્યારે તેમાં વર્તમાનપત્રો અને સામયિકપત્રો માટે વાચનાલય નહોતું. તેમ છતાં વડોદરાની પ્રજા તે વખતે શ્રી સયાજી લાયબ્રેરીના મફત વાચનાલયનો અને સ્ટેટ લાયબ્રેરીના લવાજમવાળા વાચનાલયનો બને

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

તેટલો ઉપયોગ કરતી હતી. પરંતુ એ સંસ્થાઓનાં ટુંકાં સાધનોને લીધે જે વર્તમાનપત્રો અને સામયિકો ત્યાં મંગાવવામાં આવતાં હતાં તેની સંખ્યા ઘણી નાની હતી. શ્રીમંત મહારાજા સાહેબે એકલાં વર્તમાનપત્રો અને સામયિકો ખરીદવા માટે જ વાર્ષિક રૂ. ૧૫૦૦)ની રકમ મંજુર કરીને વડોદરાની વાચક પ્રજાની આ એક મોટામાં મોટી જરૂરિયાત પૂરી પાડી. આને લીધે પહેલે વર્ષે જ સેંટ્રલ લાયબ્રેરી ૨૦૦ કરતાં વધારે વર્તમાનપત્રો અને સામયિકોવાળું વાચનાલય ઉઘાડી શકી. આ પત્રો વિવિધ મતો અને નાના પ્રકારના વિષયોવાળાં હોય છે; અને તેથી વાચકોની મોટી સંખ્યા ત્યાં આકર્ષાય છે. સવારના સાતથી સાંજના નવ સુધી આ વાચનાલય ખુલ્લું રહે છે; અને તે યુવક અને વૃદ્ધ, ઉચ્ચ વર્ણના તેમ જ નીચ વર્ણના, શિક્ષકો અને વિદ્યાર્થીઓ, ગરીબ અને તવંગર—બધા પ્રકારના વાચકોને ખરેખર તીર્થરૂપ બની રહ્યું છે. શરૂઆતમાં વાચકોની દરરોજની સંખ્યા સરેરાશ ૨૦૦ હતી, તે હવે ૫૦૦ થઈ છે. સને ૧૯૧૭–૧૮ ની સાલ વાચનાલયમાં આવેલાં વર્તમાનપત્રો અને સામયિક પત્રો પૈકી ૧૫૬ હિંદુસ્તાનમાં, ૩૨ ઇંગ્લંડમાં, ૩૩ અમેરિકામાં, અને ૧ જાપાનમાં એમ પ્રગટ થયેલાં હતાં. બધાં સામયિકો વિભાગવાર જુદા જુદા ટેબલ ઉપર ગોઠવવામાં આવે છે; માત્ર થોડાંક દૈનિક તેમ જ સાપ્તાહિક પત્રોમાંનાં કેટલાંકની બેવડી નકલો મંગાવવામાં આવે છે એટલે એની એક નકલ વાચકોનો ધસારો ન થાય તેટલા માટે બહાર ઘોડા ઉપર રાખવામાં આવે છે. જૂનાં દૈનિક અને અઠવાડિક પત્રોની ફાઈલો પણ ઘોડા ઉપર રાખવામાં આવે છે; અને જૂનાં માસિકો અને ત્રૈમાસિકો ત્રણ કે છ મહીનાનાં ભેગાં બાંધીને રાખવામાં આવે છે. સામયિકોના છુટક અંકો ઘર આગળ વાંચવા આપવાનો અખતરો લગભગ બે વર્ષ અજમાવવામાં આવ્યો હતો; પરંતુ બહાર વાંચવા અપાતાં બધાં માસિકો ચુંથાઈ જતાં હતાં તેમ જ લગભગ તદ્દન નકામાં થઈ જતાં હતાં તેથી હંમેશને માટે તેની ફાઈલો સંઘરી રાખવાનું બની શકતું નહિ; તેથી હવે આ પ્રણાલિકા તજી દેવી પડી. હવે ફક્ત અઠવાડિયાના એક મહીનાના અને માસિકના ત્રણ મહીનાના અંકો કામચલાઉ બાંધીને અમુક થોડા વાચકોને આપવામાં આવે છે.



૧૯૦૯ } ૧૯૧૪ } સાર્વજનિક પુસ્તકાલય, વસો (બાળ પુસ્તકાલય સહિત) { રૂ ૭,૦૭૫ { ૮,૯૧૦

બધાં પત્રો નિયમિત આવે છે કે નહિ તે જાણવા માટે વાચનાલયમાં પત્ર દીઠ એકેક કાર્ડ રાખવામાં આવે છે. તેમાં પત્રનું પ્રસિદ્ધ સ્થળ, તારીખ, પ્રકાશક, લવાજમ, શિરનામું વગેરે સંપૂર્ણ માહિતી નોંધવામાં આવે છે. વાચનાલયના દરવાજા આગળ એક પાટીઉં લટકાવવામાં આવે છે, અને તે ઉપર દરરોજ આવેલાં પત્રોનાં નામ દર્શાવેલાં હોય છે. બીજી બાજુએ એક પાટીઆમાં વાચનાલયમાં આવતાં બધાં જ સામયિકોની સંપૂર્ણ યાદી હોય છે. વળી વાચનાલયની દિવાલો ઉપર જુદા જુદા દેશોના નકશાઓ અને ખાસ કરીને ચાલુ બનાવોનાં ચિત્રો ટાંગવામાં આવે છે. શરૂઆતમાં ચાલુ વર્તમાનપત્રોમાંના મહત્વના લેખો તરફ વાચકોનું લક્ષ ખેંચવાની યોજના હતી: પાટીઆ ઉપર પત્રોનું સૂચન કરીને વાંચવા જેવા લેખોની યાદી અને અગત્યના લેખોની ટાઇપ કરેલી ટુંકી નોંધ મૂકવામાં આવતી હતી. આ કામ ખબર ખાતા તરફથી કરવામાં આવતું હતું; પરંતુ પાછળથી માણસોની તંગીને લીધે અને બીજી દિશાઓમાં કામનો વધારો થવાને લીધે વાચનાલય લોકપ્રિય કરવાની આ યોજના પડતી મૂકવી પડી છે.

આ વાચનાલયની નિત્ય વધતી જતી લોકપ્રિયતા એ, એ સંસ્થા ખરેખર કેળવણીની સંસ્થા છે એની સબળ સાબિતી રૂપે છે; અને તે કેટલીક અનિષ્ટ નુકસાનકારક પરિસ્થિતિની અસરમાંથી શહેરના યુવકોને બચાવી લેવામાં સબળ સાધનભૂત નીવડી છે.

## મુખ્ય પુસ્તકાલય

મુખ્ય પુસ્તકાલયમાં ખાસ બે સંગ્રહો છે: (૧) વાચન–સંગ્રહ, અને (૨) અધ્યયન–સંગ્રહ. વળી પ્રત્યેક સંગ્રહના અંગ્રેજી અને દેશી એવા બે વિભાગ પાડેલા છે.

### ૧. વાચનસંગ્રહ વિભાગ

આ વિભાગમાં ૩૩,૨૫૦ અંગ્રેજી, અને ૧૩,૦૫૦ દેશી ભાષાનાં પુસ્તકો મળીને લગભગ ૪૬,૩૦૦ છે. દેશી ભાષાના વિભાગમાં ૬,૦૩૦ ગુજરાતી, ૬,૧૦૦ મરાઠી, ૯૨૦ હિંદી અને ઉર્દુ પુસ્તકો

છે. આ પુસ્તક-સંગ્રહ વધારે વપરાતો હોવાથી પુસ્તકો આપવાના મેજ આગળ તેને રાખેલો છે, જેથી તે પુસ્તકાલયના કામદારની નજર તળે સહેલાઇથી રહી શકે. અને તે જ પ્રમાણે નાના વિદ્યાર્થીઓ માટેનાં અંગ્રેજી પુસ્તકો પણ તેમની અનુકૂળતા ખાતર પુસ્તકો આપવાના ખંડના પ્રવેશદ્વાર આગળ જુદાં રાખવામાં આવ્યાં છે. અંગ્રેજી નવલકથાઓ, તેમ જ ઇતિહાસ અને જીવનચરિત્ર જેવાં લોકપ્રિય પુસ્તકોનો સંગ્રહ પણ દેશી ભાષાઓના વિભાગની પાસે અને પુસ્તકો આપવાના મેજની દરેક બાજુએ રાખવામાં આવે છે. ઉચ્ચ કોટિના વાચકોથી વપરાતા ધર્મ, તત્ત્વજ્ઞાન, પદાર્થજ્ઞાન, નૈસર્ગિક વિજ્ઞાન, શારીરિક શાસ્ત્ર, માનવજાતિ શાસ્ત્ર, સામાજિક શાસ્ત્ર, સાહિત્ય, ઉપયુક્ત અને લલિત કળાઓ, અને વૈદકના ગ્રંથો ઓરડાના પાછલા ભાગમાં જુદે જુદે સ્થળે રાખવામાં આવે છે, કે જેથી આવા વિષયોના વાચકોને સામાન્ય વાચકો તરફથી કશી અડચણ થાય નહિ. આ બધાં પુસ્તકો જાતે જઇને લેવા દેવામાં આવે છે. પ્રવેશ-દ્વારની નજીક જ પુસ્તકો આપલે કરવાના સ્થળના મધ્ય ભાગમાં પુસ્તકાલયને લગતી હરકોઇ પ્રકારની માહિતી આપવાને શિક્ષિત અને અનુભવી પુસ્તકાધ્યક્ષ હંમેશ હાજર રહે છે. વાચકોને પુસ્તકો સંબંધી જોઈતી માહિતી તુરત જ મળે તે માટે દરેક પુસ્તકનાં વિષય, કર્તા, અને નામ પ્રમાણે ત્રણ ત્રણ *કાર્ડો તૈયાર કરીને કાર્ડોને કક્કાવારી પ્રમાણે ત્રણ જુદા જુદા* વિભાગમાં ગોઠવી રાખેલાં હોય છે. મુખ્ય મેજની એક બાજુએ નવાં પુસ્તકો હોય છે, અને બીજી બાજુએ વિદ્યાર્થીઓ માટે યુનિવર્સિટીનાં વિજ્ઞાપકો ( Calendars ) રાખવામાં આવે છે. કેટલાંક મહત્ત્વનાં ચિત્રો અને લેખો ચોરાઇ જવામાં આવ્યાથી ઉપયુક્ત અને લલિત કળાનાં, તેમ જ વૈદકીય પુસ્તકો તાળાં મારેલા કબાટમાં રાખવામાં આવે છે. ખાસ લેખી પરવાનગી સિવાય આ પુસ્તકો ખાનગી ઉપયોગને માટે મળી શકતાં નથી. આ સંગ્રહનો ઉપયોગ કલાભવનના વિદ્યાર્થીઓ જ ઘણે ભાગે કરે છે; તે વિષયનાં પુસ્તકો ખેવડાઇ જાય નહિ માટે તે વિષયનાં પુસ્તકોની પસંદગીનું કામ સેંટ્રલ

લાયબ્રેરી કલાભવનની સાથે મળીને કરે છે; અને આ રીતે હુન્નરકળાના વિષયોનાં પુસ્તકોની ખોટ આ બે સંસ્થાઓ પરસ્પર સહકારથી પૂરી પાડે છે. કૉલેજની એ શાળાની ઉત્પત્તિના પ્રારંભમાં શોધખોળના વિદ્યાર્થીઓ માટે ધાર્મિક અને તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોનો સંગ્રહ પણ સેંટ્રલ લાયબ્રેરીમાં બરોડા કૉલેજના ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિદ્યાર્થીઓ માટે ખાસ જુદો રાખવામાં આવ્યો હતો. સેંટ્રલ લાયબ્રેરી

દેશી ભાષાના વિભાગમાં હિંદી અને ઉર્દુ સંગ્રહો મોટા નથી; કારણ કે હિંદી વાચકોની સંખ્યા થોડી છે, અને ઉર્દુ વાચકો માટે સેંટ્રલ લાયબ્રેરીથી થોડે દૂર એક ઉર્દુ કિતાબખાનું છે. સેંટ્રલ લાયબ્રેરીમાં ઉર્દુ ભાષાની અત્યંત લોકપ્રિય કિતાબો જ રાખવામાં આવે છે.

જે પુસ્તકોની બહુ માગણી હોય છે તેની એક કરતાં વધારે નકલો વાચકોની અનુકૂળતા ખાતર રાખવામાં આવે છે. જરૂરિયાત અને લોકપ્રિયતાના પ્રમાણમાં કેટલાંક પુસ્તકોની છથી બાર નકલો પણ હોય છે. વાચન-સંગ્રહ સામાન્ય જનસમૂહની અનુકૂળતા માટે સેંટ્રલ લાયબ્રેરીના મકાનને ભોંયતળીએ રાખેલો છે; અને અધ્યયન-સંગ્રહ બીજે માળે આવેલો છે.

### અધ્યયન—સંગ્રહ

આ સંગ્રહમાં કુલ ૧૪,૦૦૦ પુસ્તકો છે. તેમાં ગુજરાતી ૬,૦૨૦ અને મરાઠી ૨,૫૮૦ મળી કુલ ૭,૬૦૦ દેશી ભાષાનાં પુસ્તકો છે. ઘણે ભાગે અંગ્રેજી અધ્યયન-સંગ્રહમાં અધ્યયન માટે સામાન્ય રીતે જોઇતાં પુસ્તકો તેમ જ જૂનાં દુર્લભ અને કિંમતી પુસ્તકોનો સમાવેશ થાય છે. આ પ્રમાણે ફક્ત દરેક જાતના શબ્દકોષો, જ્ઞાનચક્રો, હેવાલો, સંસ્થાઓનાં માસિકો, પંચાંગો, વાર્ષિક ગ્રંથો, નામઠામના કોષો, અને વર્તમાનપત્રો ઉપરાંત ખાસ 'પુસ્તકસંગ્રહો,' અને 'ઇતિહાસચક્રો,' ડિકન્સ અને રસ્કિન જેવા ગ્રંથકારોની ઉત્તમ આવૃત્તિઓ, મૂલ્યવાન ચિત્રપોથીઓ, કળાગ્રંથ, અને કેટલાંક સામયિકોનાં બાંધેલાં પુસ્તકોનો સમાવેશ થાય છે. વળી

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

પાર્લામેંટનાં અત્યાર સુધીનાં મૂલ્યવાન અને સંપૂર્ણ ભાષણો (Debates), અને ૧૭૭૨થી ઈસ્ટ ઇંડીઆ કંપનીના પાર્લામેંટના હેવાલના લગભગ સો ગ્રંથો, "પંચ"નો સંપૂર્ણ સંગ્રહ, કવાર્ટર્લી રિવ્યુ, એડિનબરો રિવ્યુ, કૉન્ટેમ્પરરી રિવ્યુ, નાઈન્ટિન્થ સેન્ચરી વગેરે માસિકોની ફાઈલોના સંગ્રહ; ઉપરાંત કેંબ્રિજના ઇતિહાસ, અને ઇતિહાસકારોનો વિશ્વનો ઇતિહાસ (Historians' History of the World), હિંદના પુરાણવસ્તુશાસ્ત્રગત હેવાલો, ભારતીય ભાષાવલોકન (Linguistic Survey of India) એશિયાને લગતી શોધખોળ (Asiatic Researches), બ્રિટિશ હિંદુસ્તાનનાં પ્રાણી, કેળવણી, ધર્મ, નીતિ, વૈદક, ખેતી, સુથારકામ, વિજળીનો ઉપયોગ, રેલ્વેકામ અને બીજી ઉપયોગી કળાઓનાં જ્ઞાનચક્રો વગેરે વગેરેનો સંગ્રહ કરવામાં આવેલો છે. વળી આ પુસ્તકાલયમાં પુસ્તકાધ્યક્ષોને વધારેમાં વધારે ઉપયોગી પુસ્તકો, પુસ્તકવર્ણનવિદ્યા અને પુસ્તકાલય–વ્યવસ્થા–શાસ્ત્રના સંગ્રહો છે. વળી સને ૧૮૦૧થી આજ સુધીના અંગ્રેજી પુસ્તકોનાં સૂચીપત્રો, સને ૧૮૭૬થી ૧૯૧૦ સુધીના અમેરિકન સૂચીપત્રો, સને ૧૮૦૨થી ૧૯૧૬ સુધીનાં દુનિયાનાં સામયિકોની લેખસૂચીઓ, નાના પ્રકારના વિષયોની પુસ્તકવર્ણનવિદ્યા વગેરે ગ્રંથો પણ આ વિભાગમાં આવેલા છે. સને ૧૮૮૧થી ૧૯૧૫ સુધીની બ્રિટિશ સંગ્રહસ્થાનમાંની આધુનિક પુસ્તકોના વિષયોની છ ભાગમાં લેખસૂચીઓ હોવા ઉપરાંત બ્રિટિશ સંગ્રહસ્થાન, પુસ્તકાલયનાં છાપેલાં પુસ્તકોના સૂચીપત્રોનાં મોટા કદનાં ૧૦૮ પુસ્તકો હમણાં જ મળ્યાં છે. આ પ્રમાણે આ સંગ્રહ બનતા પ્રયાસે સંપૂર્ણ કરવામા આવ્યો છે. હિંદુસ્તાનમાં આ સંગ્રહ સાથે સરખામણીમાં આવી શકે એવો સંગ્રહ બીજે કોઈ ઠેકાણે નહિ હોય. આ પુસ્તકાલય આધુનિક હોવાથી યૂરોપના પુરાણા ગ્રંથો રાખવાનો તે દાવો કરી શકે નહિ, તેમ છતાં અંગ્રેજ કળા–ટીકાકાર મિ. એમ. એચ. સ્પીલમૅન, એફ. એસ. એ. ના પ્રયત્નથી પદરમી, સોળમી, સત્તરમી, અને અઢારમી સદીનાં જૂનાં અંગ્રેજી પુસ્તકોના થોડા નમુના આ પુસ્તકાલયમાં છે. એલ્ઝેવિર, પ્લૅન્ટિન, એલ્ડિન, અને ફાઉલીસના મુદ્રણાલયના કેટલાક નમુના આમાં જાળવી રાખ્યા છે. પરંતુ સૌથી વિશેષ આકર્ષક અંગ તરીકે સને ૧૪૯૮ની સાલમાં છપાયેલા 'ગોલ્ડન લિજેંડ'ના ભાષાંતરનું એક પાન છે. એ એક

અલભ્ય વસ્તુ છે. આ ભાષાંતર કૅકસ્ટને કર્યું હતું; અને અંગ્રેજી મુદ્રણકળાના પિતાના શિષ્ય અને વારસ વ્યકંડ વરડેએ છપાવ્યું હતું. વળી આ લાયબ્રેરીમાં શેકસપિયર, ગીતા, કુરાન, ઝન્દાવસ્થા, પ્રસિદ્ધ ખગોળશાસ્ત્રી ગેલીલીઓના મૅડમ ક્રીસ્ટીના ડ લોરેનાને પત્રો, ડાવેજર ગ્રાંડ ડચેસ ઑફ ટસ્કનીનું પુસ્તક કે જે સને ૧૬૧૫માં લખાયેલું અને સને ૧૮૯૬માં સાલ્વીએથે પદુવામાં છપાવેલું તેની નાની આવૃત્તિ વગેરે આશ્ચર્યકારક નમુના છે. તેમાંની આ છેલ્લી ચોપડી તો પૃથ્વી ઉપર નાનામાં નાની કહેવાય છે: એનું માપ ૩/૪"×૩/૪" છે. વળી ઇટાલીઅન, ફ્રેંચ, અને અંગ્રેજી પુસ્તક–બાંધણીના કેટલાક જુના નમુના પણ છે. એ ફૂલ લાયબ્રેરી

અધ્યયન વિભાગના દેશી ભાષાના અંગમાં બહુ જ થોડાં પુસ્તકો છે. તે વધારવા માટે પ્રયત્ન ચાલે છે. જૂનાં પુસ્તકોની જે આવૃત્તિઓ મળી શકે તે, તથા નવી આવૃત્તિઓની બીજી પ્રતો, તેમ જ સામયિકોનાં બાંધેલાં પુસ્તકો સંઘરવામાં આવે છે, કે જેથી ઐતિહાસિક દૃષ્ટિએ ભાષાનો અભ્યાસ કરનારને જોઈતું સાધન સત્વર મળી શકે. આ સંગ્રહનું કામ હાલમાં જ શરૂ કરેલું હોવાથી તે અપૂર્ણ છે.

---

## પ્રકરણ ૩જું

### બાલવિભાગ અને સ્ત્રીવિભાગ

#### ૧. બાળકોના સંબંધમાં પુસ્તકાલયનું કાર્ય

શ્રીમંત મહારાજા સાહેબની ખાસ ઈચ્છાનુસાર સને ૧૯૧૩-ની સાલની શરૂઆતમાં આ પુસ્તકાલયને અંગે બાલમંદિરની શરૂઆત થઇ. તે પહેલાં સેંટ્રલ લાયબ્રેરી માત્ર પુખ્ત વયનાં માણુસો માટે વાચનાલયનાં સાધનો બહોળા પ્રમાણુમાં પૂરાં પાડતી હતી. બાલવાચકો માટે પુસ્તકોનો બહુ થોડો વિભાગ જુદો રાખવામાં આવ્યો હતો. બાળક માટેનાં પુસ્તકોની અછતને લીધે બાલવાચકો માટે યોગ્ય બાલપુસ્તકાલય કાઢી શકાયું નહોતું; અને તેથી એ વિભાગનો ઉપયોગ મુખ્યત્વે કરીને હાઈસ્કૂલમાં જતાં છોકરા અને છોકરીઓ જ હંમેશ કરતાં. તેથી અંગ્રેજી ભાષામાં મળી આવતી ચિત્રપોથીઓ જેવાં આકર્ષક સાધનોથી નાનાં બાળકો વાચનાલયમાં આવવાને લલચાય તેવી રીતે બાલપુસ્તકાલયની શરૂઆત કરવી તે ઇચ્છવા યોગ્ય લાગ્યું. રમત પરત્વેની અભિવૃત્તિ એ બાલમાનસનું મુખ્ય લક્ષણુ છે. દરેક ચાલાક બાળકને કંઈ કંઇ ક્રિયા કરવાનું અથવા વસ્તુ બનાવવાનું ગમે છે. યંત્રો કેવી રીતે ફરે છે, વરસાદ, ઝાકળ, અને પવન શાથી આવે છે વગેરે બાબત જાણવા બાળક બહુ આતુર હોય છે. કુદરતની ગહનતાઓ ઉકેલવાની બાલ–અભિવૃત્તિનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવે તો કેળવણીનાં ઉત્તમ પરિણામો ઉપજાવી શકાય. તેજસ્વી તડકો, મનોહર કુસુમો, ચિત્રવિચિત્ર પક્ષીઓ, જુદી જુદી જાતનાં રંગબેરંગી પાંદડાં વગેરે કુદરતની વિલક્ષણુ કૃતિઓમાં જે રમણીય અને ભભકાદાર રંગો બાળકને સ્પષ્ટ દેખાય છે તે રંગો પ્રતિ પણુ બાળકોને તેટલો જ સબળ પ્રેમ હોય છે. આ જ કારણુને લીધે સેંટ્રલ લાયબ્રેરીમાં બાલપુસ્તકાલય ઉઘાડતી વખતે પ્રથમ આ બે બાલ–અભિવૃત્તિઓને સંતોષવા માટે તે વિભાગમાં મેજ ઉપર રમવાની જુદી જુદી રમતો, કિન્ડરગાર્ટનની બક્ષીસો અને ઉદ્યોગોને લગતી રમતો, આકર્ષક પરંતુ સાદાં ચિત્રનાં પુસ્તકો અને તકતા ગોઠવવામાં આવ્યાં છે.



સેન્ટ્રલ લાઇબ્રેરીનું બાલપુસ્તકાલય વડોદરા



સેન્ટ્રલ લાયબ્રેરીનું બાલપુસ્તકાલય આંતરિક દૃશ્ય

એ ઓરડામાં બાળકોનું ચિત્ત રમતો જ રોકી રાખે છે. જુદા જુદા યાંત્રિક નમુનાઓ લઈને ચક્કરો ગોઠવતાં, રમતોમાં પોતાના પ્રતિપક્ષીઓ ઉપર ફતેહ મેળવવા માટે પાસો કે ઘેન ફેંકીને વખતોવખત પોતાના મગજની શક્તિઓને ખીલવતાં, કાતરીને કાગળનાં ફૂલો બનાવવામાં કુશળતા બતાવતાં, નેતરની નાની નાની ટોપલીઓ બનાવતાં, ચિત્રસમશ્યા કે પીરામીડ ગોઠવતાં, ચિત્રપોથીઓનાં પાનાં, ઉથલાવતાં કે દુનિયાના દેખાવો સ્ટીરીઓસ્કોપ યંત્ર વડે જોવામાં રોકાયેલાં બાળકોને જોતાં આનંદ ઉપજે છે. અનુકૂળ પુસ્તકો તરફ બાળકોને આકર્ષવામાં રમતો તેમ જ તેમની કલ્પનાશક્તિનું ઉત્તેજન એ ખાસ સાધનભૂત છે એમ આ પુસ્તકાલય માને છે; કારણ કે આવા કાર્યમાં—બાલકની શોધક વૃત્તિઓને કેળવનારા આવા ઉદ્યોગોમાં જે આનંદ તેમને મળે છે તેમ જ જે લાભકારક ચપળતા તેમનામાં આવે છે તે ખરેખર અનહદ છે. આ ઉપરાંત આખી જિંદગીમાં બાળકને ઉપયોગી થઈ પડે તેવી વસ્તુઓ—હાથ ઉપરનો કાબુ, સચોટ દૃષ્ટિ, અને કાર્યની ચોકસાઈ એ સર્વ અહીં આવતાં બાળકોને મળે છે. ધીમે ધીમે બાલવિભાગ નાનાંમોટાં સર્વ બાળકોને પ્રિય થઈ પડયો છે; અને જે ઇરાદાથી તે શરૂ કરવામાં આવ્યો હતો તે ઈરાદો સંપૂર્ણ રીતે પાર પડયો છે.

બાલવિભાગ અને સ્ત્રીવિભાગ

બાળકો બાલમંદિરમાં હોય ત્યાં સુધી સ્વેચ્છાથી કામમાં રોકાઈ રહે તે માટે બાલપુસ્તકાલયના ખંડમાં અને તેમાંનાં સાધનોમાં દર વર્ષે સુધારાવધારા કરવામાં આવે છે. બાળકોની જુદી જુદી ઉંમર, તેમના ભિન્ન ભિન્ન શોખ તેમ જ માનસિક વલણને માફક આવે એવી તરેહ તરેહ જાતની રમવાની રમતો મેજ ઉપર રાખવામાં આવે છે; દાખલા તરીકે સાદી પઝલ બૉકસીઝ અને પત્તાંની રમતો, પાસાથી રમવાની રમતો, રાજા કયાં છે, આગગાડીની શરત વગેરે; અને બીજી ડૉમિનો, પૉપ-ઈન-ટાઉ, ગો-બૅંગ વગેરે, વગર પાસે રમવાની રમતો; અને મિકાનો, બિલ્ડો, અને યુદ્ધની રમતોના જેવી ઘણી બુદ્ધિવર્ધક રમતો રાખવામાં આવે છે. કિન્ડરગાર્ટનની બક્ષીસો અને ઉદ્યોગો, જેવા કે પ્લેસ્ટિસિન નામની રમકડાં બનાવવાની મુલાયમ માટી અને લાકડીઓની ગોઠવણી; કાગળ કાતરવાનું અને ફૂલની બનાવટ;

નેતરની ગૂંથણી અને વાંસનું કામ; દરજી, ખલાસી, સુતાર અને યોદ્ધાનાં તેમ જ અન્ય કારીગરોનાં હથીઆરો વગેરે રાખવામાં આવ્યાં છે. પુસ્તક-વિભાગમાં ચિત્રો ઘણાં હોય છે. કપડાં પર છાપેલાં અનેક પુસ્તકો, રંગીન ચિત્રમય ગ્રંથો, ચિત્રોથી સમજી શકાય એવી રસભરી પરીઓની વાર્તાઓ, અને સ્થાવરજંગમ વિદ્યાનાં ઘણાં ચિત્રો, પશુપક્ષીઓની સમજુતી આપતું સચિત્ર મિજેટ-પુસ્તકાલય (Midget-Library), મૂળાક્ષરનાં ચિત્રોવાળી રમતો, હિંદુસ્તાન અને પરદેશના ઇતિહાસના દેખાવનાં ચિત્રો તથા કાર્ડપોથીઓ, જુદી જુદી ઔદ્યોગિક સ્થિતિ બતાવતા નકશા વગેરેનો આમાં સમાવેશ થાય છે. આ ઉપરાંત સ્ટીરીઓસ્કોપ નામના યંત્રની મદદથી જોઇ શકાતાં ભૂગોળ અને ઇતિહાસ સંબંધી માહિતી આપતાં જુદા જુદા દેશોનાં ચિત્રોનો સારો સમૂહ રાખ્યો છે. વળી અદ્‌ભુત મનોરંજક વસ્તુઓનું એક નાનું સરખું પ્રદર્શન પણ રાખવામાં આવ્યું છે. તેમાં લડાયક વસ્તુઓના નાના નાના નમુના તેમ જ જાપાન તથા અમેરિકાની નવાઇની ચીજો મૂકેલી છે. વળી આ બાલમંદિરના ખંડને વધારે આકર્ષક બનાવવા માટે બાલજીવનના પ્રસંગો, અને પુષ્પો અને પ્રાણીઓનાં ચિત્રો, હિંદુસ્તાનના ઇતિહાસમાં થઇ ગયેલા વીર પુરુષોની તેમ જ વડોદરાના રાજકુટુંબીઓની છબીઓ, દુનિયાની જુદી જુદી પ્રજાઓના નાના નાના રેશમી વાવટાઓ પ્રાચીન સાહિત્યનાં રંગબેરંગી મોટા અક્ષરમાં છાપેલાં શિષ્ટ રચનો વગેરેથી બાલમંદિરની દિવાલો શણગારવામાં આવી છે. બાલવાચનાલયનો ખ્યાલ સંપૂર્ણ રીતે પાર પાડવા ખાતર બસો ત્રણસો ગુજરાતી અને મરાઠી બાલસાહિત્યનાં પુસ્તકો-જેમાંનાં બાળકો માટે જ લખાયેલાં કેટલાંક પુસ્તકો બાદ કરતાં બાકીનાં મુખ્યત્વે સામાન્ય સંગ્રહમાંથી પસંદ કરેલાં છે. તે ખુલ્લી છાજલીઓ ઉપર રાખવામાં આવ્યાં છે. સાથે સાથે દેશી ભાષામાં પ્રસિદ્ધ થતાં આશરે દસબાર બાલોપયોગી માસિકો વાંચવા માટે મેજ ઉપર ગોઠવવામાં આવ્યાં છે.

આ ઉપરથી એમ ધારવાનું નથી કે બાલમંદિરમાં પુસ્તકવિભાગ એ વસ્તુઓની મનોહર રચનાનું એક નામનું શોભાનું અંગ છે; જો

કે આ વિભાગમાં પુસ્તકોની સંખ્યા મધ્યમસર જ છે; છતાં ખરેખર તેનો ઉપયોગ ઘણો જ થાય છે. દુર્ભાગ્યે આપણા બાલવર્ગને માટે દેશી ભાષામાં * બાલસાહિત્ય ઘણું જુજ છે; અને તેના લેખકો તો તેથી પણ થોડા છે; પરંતુ એવી તંગાશને લીધે તે સાહિત્ય વારંવાર પુષ્કળ વંચાય છે. અમે આશા રાખીએ છીએ કે આપણા લેખકોમાંના કેટલાક બાલમંદિરની મુલાકાત લઈ ત્યાંના બાળકોના અત્યંત ઉત્સાહને નિહાળી એ બાળકોને પુસ્તકોમાં સતત તલ્લીન જોવાને પોતે બાલપુસ્તકો લખવાને તૈયારી કરવાની પ્રેરણા મેળવશે.

બાલવિભાગ અને સ્ત્રીવિભાગ

આ બાલમંદિર બપોરના બારથી સાંજના છ વાગ્યા સુધી ખુલ્લું રહે છે. હરકોઈ બાળક ગમે તે વખતે ત્યાં જઈ શકે છે. આ મંદિર કે તેમાંની ચીજો વાપરવા માટે કોઈ જાતનો ફી કે અનામત રકમ આપવી પડતી નથી. બાળકોની ઉંચાઈ અને અનુકૂળતાનો વિચાર કરી તેમને કામ કરવામાં સુગમતા થાય તેવાં ખુરસીઓ અને મેજો તેમને માટે ખાસ બનાવડાવવામાં આવ્યાં છે. તેમને મદદ કરવા અને માર્ગ બતાવવા માટે એક સ્ત્રી–પુસ્તકાધ્યક્ષ ત્યાં હાજર હોય છે. સામાન્ય રીતે નજીકની નિશાળોમાંનાં બાળકો આ મંદિરનો નિયમિત રીતે લાભ લે છે. દર બુધવારે અને શનિવારે નિશાળોમાં અર્ધા દિવસની રજા મળતી હોવાથી અન્ય નિશાળોમાંનાં અને લત્તાઓમાંનાં બાળકો પણ પુષ્કળ આવે છે.

આ બાલમંદિરની લોકપ્રિયતા વધારવા માટે આથી પણ એ તદ્દન નવીન બાબતોનો ઉમેરો સને ૧૯૧૬થી કરવામાં આવ્યા છે; એટલે કે ચોમાસાની ઋતુમાં દર બુધવારે બપોરે સિનેમેટોગ્રાફ બતાવવામાં આવે છે, તેમ જ વાર્તા પણ કહેવામાં આવે છે. વાર્તા–કથન એ અમેરિકાનાં બાલપુસ્તકાલયનું ખાસ લક્ષણ છે. પુસ્તકાલય અને તેનાં પુસ્તકો તરફ બાળકોનું લક્ષ ખેંચાય તે માટે આ બે બાબત ઘણી ઉપયોગી જણાઈ છે. નિષ્ણાત વાર્તા કહેનારાઓની અછતને લીધે અમેરિકાનાં પુસ્તકાલયોમાં પણ મહીને મહીને અથવા તો તેથી પણ લાંબી મુદ્દતને આંતરે આવી વાર્તાઓ કહેવામાં

* આ પુસ્તક લખાયા પછી એટલે સને ૧૯૧૭થી તે સને ૧૯૨૬ સુધીનાં ૧૦ વર્ષમાં આપણી ભાષામાં બાલસાહિત્યે ઘણી સારી પ્રગતિ કરી છે.

આવે છે. હિંદુસ્તાનમાં તો વળી આ પ્રથા નવીન હોવાથી આ સંબંધમાં એથી પણ વધારે મુશ્કેલી છે. બાળકોને વાર્તા કહેવી એ કંઈ હિંદુસ્તાનમાં અને બીજે સ્થળે નવીન વસ્તુ નથી; પરંતુ તે ઘણી પુરાતન રીતિ છે; કારણ કે સુભાગ્યે દરેક કુટુંબમાં બાળકને સૂઈ જતાં પહેલાં વાર્તા કહેનાર દાદા, દાદી, માશી, ફોઈ, કાકી, મોટાભાઇ કે બહેન હોય છે જ, છતાં બાલશિક્ષણના અંગભૂત તરીકે વાર્તાકથનની કળા તરીકે ખીલવણી થઇ નથી. " મને વાર્તા કહો ", " મને ચિત્ર બતાવો ", " કંઇ નવું નવું કહો "– એ ત્રણ વિનંતિઓ મનુષ્ય જાતની શરૂઆતથી પ્રત્યેક માણસ કરતુ આવ્યું છે. વાર્તાશ્રવણ એ ખાસ અગત્યની બાબત છે; અને બાળકનો તે જન્મસિદ્ધ હક્ક છે. ફ્રૉબેલ કહે છેઃ "જેમ સ્નાન કરવાથી શરીર હલકું પડે છે, તેમ વાર્તાશ્રવણથી મન તાજું થાય છે, બુદ્ધિ અને તેની શક્તિઓ કેળવાય છે, અને ન્યાયબુદ્ધિ તથા લાગણીઓ કસાય છે. " આમ હોવાથી લાંબા સમયથી ચાલી આવેલી આ રીતિનો સેંટ્રલ લાયબ્રેરીએ આધુનિક પદ્ધતિએ પુનરુદ્ધાર કર્યો. વાર્તા કહેવાની કળા માત્ર ઘણા થોડા માણસો જાણે છે; અને બાલમાનસને લક્ષમાં લઇ તેનું ખાસ શિક્ષણ પ્રાપ્ત કરેલાં મનુષ્યો તો તેથી પણ થોડાં છે. આ જ કારણને લીધે ચોમાસામાં ચાર મહીના જ માત્ર વાર્તાઓ કહેવામાં આવે છે; કારણ કે અમારા પુસ્તકાલય–નિરીક્ષકોમાંના એક સર્જન કે જેઓ વાર્તા કહેવામાં બહુ કુશળ છે તેઓ એમનું કામ પરવારી ચોમાસામાં અત્રે આવે છે. તેમ જ વાર્તાકથનકાર તરીકે પંકાયેલા શાળાઓના કેટલાક શિક્ષકો સેવાભાવે પોતાની માગણી કરે છે તેઓ પણ તે જ વખતે વડોદરા શહેરમાં હોય છે. આ વાર્તાકથનને પ્રસંગે દેશી શાળાઓના ૧૦૦થી ૧૫૦ છોકરાછોકરીઓને વારાફરતી બોલાવવામાં આવે છે; અને તેમને એક કે બે વાર્તાઓ કહેવામાં આવે છે. આ વાર્તાઓ ઘણું કરીને આપણાં વીરરસ–કાવ્યો કે ઇતિહાસમાંથી, કે ઇગ્લંડના કે અમેરિકાના ઇતિહાસમાંથી લીધેલી હોય છે. વાર્તાને અંતે જે પુસ્તકમાં તે વાર્તા હોય તે પુસ્તકનું નામ કહેવામાં આવે છે, અને બાળકોને તે ઘેર વાંચવાની ભલામણ કરવામાં આવે છે. કોઇ કોઇ વખત હરિફાઈ તરીકે બાળકો પાસે કોઇ એક રાષ્ટ્રીય વીરનર અથવા રાષ્ટ્રીય તહેવાર વિશેની વાર્તા લખા-



૧૮૮૧ ] સાવજનિક પુસ્તકાલય ભાદરણ [ રૂા ૩૫૦૦

બો. કો આ પ્રી વ ૫૬/૧ કેનીંગ સ્ટ્રીટ કલકતા



૧૯૧૮ ]        મો. ઠા. સાર્વજનિક પુસ્તકાલય ધર્મજ        [ રૂ૦ ૧૮૭૭૫

બે. ફા. આ. પ્રી. વ. ૫૬/૧ કેનીંગ સ્ટ્રીટ કલકત્તા

બાલવિભાગ અને સ્ત્રીવિભાગ

વવામાં આવે છે, અને તેમાં સાધારણ ઇનામો આપવામાં પણ આવે છે.

પુસ્તકાલયની પ્રતિ બાળકોનો ઉત્સાહ ટકાવી રાખનાર પુસ્તકાલયની બીજી પ્રવૃત્તિ તે સિનેમેટોગ્રાફ્ બતાવવામાં આવે છે તે છે. "મને ચિત્ર બતાવો"–એ મનુષ્ય માત્રની બીજી સનાતન ઇચ્છાને સંતોષવામાં આ ચલચ્ચિત્રદર્શન (સિનેમેટોગ્રાફ્) સારી મદદ કરે છે. દુનિયાની બાલ્યાવસ્થામાં પણ ચિત્રદર્શન સૌથી વધારે અસર કરે છે. આંખ અને મગજ વચ્ચે ઘણું જ થોડું અંતર હોવાથી દૃશ્ય વસ્તુઓ મગજ ઉપર જેટલી પ્રબળ અને એકાગ્ર અસર કરે છે તેટલી અસર બોલેલાં કે લખેલાં વાક્યો કરી શકતાં નથી. તેમાં પણ જ્યારે આધુનિક વિજ્ઞાનની મદદથી ચિત્રો હાલતાં-ચાલતાં જોવામાં આવે છે ત્યારે તો એની અસર પ્રબળ થાય છે. આધુનિક સમયમાં જ્ઞાન સાથે ગમ્મત આપનાર કોઈ પણ સાધન સિનેમેટોગ્રાફ્ જેટલું સફળ નીવડ્યું નથી. સિનેમેટોગ્રાફ્માં કેળવણીવિષયક એવી કેટલીક ગુપ્ત શકિતઓ છે; અને એને લીધે એને શિક્ષણમાંથી દૂર રાખી શકાય નહિ. એટલા જ માટે સેંટ્રલ લાયબ્રેરી ગમ્મતની સાથે જ્ઞાન આપવાના આ સાધનનો પૂરેપૂરો ઉપયોગ કરે છે. દુર્ભાગ્યે વાર્તાકથનના જેટલી આમાં સ્વતંત્રતા લઇ શકાતી નથી; કેમ કે વાર્તામાં દરેક માણસ પોતાના બહોળા રાષ્ટ્રીય સાહિત્યમાંથી ગમે તે વાર્તા પસંદ કરી શકે છે; પરંતુ સિનેમેટોગ્રાફ્માં અન્ય દેશોનાં અને અન્ય પ્રજાનાં દૃષ્ટિબિંદુથી ઉતારેલી અમુક વિષયોની જ ફિલ્મો તૈયાર કરેલી હોવાથી વિષય–પસંદગી સંકુચિત હોય છે. તેથી બજારમાં મળતી સારી ફિલ્મોનો જેટલો બને તેટલો સારો ઉપયોગ કરવાનો હોય છે. પાથેના "કૉક"(Kok) યંત્રથી બતાવેલી ત્રણ ટુંકી ફિલ્મોના કાર્યક્રમનો આ સિનેમાના દેખાવમાં સમાવેશ થાય છે. પાથેના યંત્રનો હાથો ફેરવવાથી જ તેમાંથી તેને જોઇતી વિજળિક શેજની ઉત્પન્ન થાય છે. પડદા ઉપર ફિલ્મનો દેખાવ બતાવતા પહેલાં તેના વિષયની ટુંકી સમજુતી આપવામાં આવે છે; અને જેમ જેમ વારાફરતી દેખાવો આવતા જાય છે તેમ તેમ દેશી ભાષામાં તેની સમજુતી આપવામાં આવે છે.

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

આ સમજુતીથી જુદા જુદા ઉપયોગી વિષયો સંબંધી માહિતી ઘણી જ સરળતાથી મળી શકે છે એટલુંજ નહિ; પરંતુ એ ઉપરાંત નાનાં બાળકોના મગજમાં તે હંમેશને માટે દૃઢ અને સ્થાયી થઈ રહે છે. જ્ઞાન અને ગમ્મતની આ બંને પ્રથાઓ બાળકોને એટલી બધી પ્રિય થઇ પડી છે કે મંદિરમાં દાખલ થવાની આશામાં સંખ્યાબંધ વગર તેડયાં બાળકો પુસ્તકાલયના મકાનમાં ભીડ કરી મૂકે છે. આ વાર્તાકથનનો વિષય અને સિનેમાના દેખાવો એ નાનાં બાળકોને ગમ્મત સાથે ઉપયોગી જ્ઞાન આપવામાં લાયબ્રેરીને ઘણાં જ અસરકારક સાધનભૂત થઇ પડયાં છે; અને એ સાધનોથી બાળકો પોતાને જોઇતી પ્રાથમિક માહિતી પોતાની મેળે તારવી કાઢવા માટે પુસ્તકો વાંચવાને લલચાય છે. આ બાલમંદિરમાં આવતાંજતાં છોકરાંઓની વાર્ષિક સંખ્યા શરૂઆતથી ૧૯,૦૦૦થી ૨૦,૦૦૦ સુધીની થાય છે; અને વાર્તા અને સિનેમા માટે મુકરર કરેલી ટુંક મુદ્દતમાં લગભગ ૨૦૦૦ કરતાં વધારે બાળકો તેનો લાભ લઈ શકે છે.

## સ્ત્રીઓ સંબંધી પુસ્તકાલયનું કાર્ય

સને ૧૯૧૧માં જ્યારે સેંટ્રલ લાયબ્રેરીની પ્રથમ સ્થાપના થઇ ત્યારે આગલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે પુસ્તકાલયના તમામ કાર્યકર્તાઓ પૅલેસ લાયબ્રેરીનાં પુસ્તકોની વર્ગણી કરી તેને રજીસ્ટરમાં નોંધી એ પુસ્તકાલયને વ્યવસ્થિત કરવાના કામમાં રોકાયેલા હતા; એટલે સ્ત્રીઓ માટે જુદી શાખા ઉઘાડવા સમય તથા અનુકૂળતા નહોતાં. આમ હોવા છતાં પણ લાયબ્રેરીના કામદાર મંડળમાં ત્રણ સ્ત્રી-પુસ્તકાધ્યક્ષો હોવાંથી કેટલીક સન્નારીઓ આ પુસ્તકાલયની મુલાકાત લેવા આવતી. હિંદુસ્તાનમાં સ્ત્રીકેળવણીની પ્રગતિ થયા છતાં પુરુષો જતા-આવતા હોય એવી શિક્ષણની અથવા જાહેર સંસ્થાઓનો છૂટથી લાભ લેવામાં સ્ત્રીઓ મોટે ભાગે નાખુશ હોય છે. હિંદુસ્તાનની પડદાની પદ્ધતિનો પ્રચાર એ મોટે ભાગે આને માટે જવાબદાર છે; અને એટલા માટે જ ભૂતકાળમાં સ્ત્રીઓ માટે ખાસ ઇલાયદી ગોઠવણ કરવાની સઘળી સાર્વજનિક

સંસ્થાઓને ફરજ પડતી હતી. સેંટ્રલ લાયબ્રેરીને પણ આવો જ અનુભવ થયો છે. સને ૧૯૦૭ના નવેંબરથી પડદનશીન સ્ત્રીઓ છૂટથી ઉપયોગ કરી શકે એવા લત્તામાં એક મહિલા પુસ્તકાલયની શરૂઆત થઇ હતી; અને ગુજરાતી ભાષા જાણતી એક સ્ત્રી–પુસ્તકાધ્યક્ષ આ પુસ્તકાલયની વ્યવસ્થા સંતોષકારક રીતે રાખતી હતી. સરકારના કેળવણીખાતાંનો જોડે તેનો સંબંધ રાખવામાં આવ્યો હતો. સને ૧૯૧૩ ની શરૂઆતમાં એ સંસ્થાને કાયમની મંજુર કરવા સરકાર પાસે માગણી થઇ; અને આ બાબતમાં સેંટ્રલ લાયબ્રેરી ખાતાની સલાહ પૂછવામાં આવી. તે જ વખતે સેંટ્રલ લાયબ્રેરીના મકાનના અંગની લશ્કરી ખાતાની કચેરીઓ બીજી જગ્યાએ જતી હોવાથી સેંટ્રલ લાયબ્રેરીમાં ઘણી જગ્યા ખાલી પડી. હાલના મકાનના પહેલા મજલાનો અર્ધો ભાગ ફડેતાળ ભરીને જુદો પાડી તેમાં પાછળથી ઈલાયદો દાદરો મૂકીને સ્ત્રીવાચનાલય વિભાગનો યોજના કરવાની શરૂઆત સેંટ્રલ લાયબ્રેરીએ કરી; અને સને ૧૯૧૪ના ઑગસ્ટ મહીનાથી મહિલા પુસ્તકાલયને સેંટ્રલ લાયબ્રેરીની દેખરેખ નીચે મૂકવાનો ઠરાવ થયો. સ્ત્રીવિભાગ અને બાલવિભાગ

સ્ત્રીપુસ્તકાલય જો સેંટ્રલ લાયબ્રેરીમાં કાઢવામાં આવે તો ફતેહમંદ થાય એ હેતુથી સેંટ્રલ લાયબ્રેરીએ સને ૧૯૧૨ ના ઑક્ટોબર માસમાં પ્રાથમિક પ્રયત્નોની શરૂઆત કરી દીધી હતી. પર્વત મહંમદ પાસે આવ્યો નહિ તેથી મહંમદને પર્વત પાસે જવું પડયું; તેવી રીતે શહેરની સન્નારીઓ પુસ્તકાલયમાં નહિ આવવાથી જ્યાં શહેરની સન્નારીઓ સામાજિક ઉદ્દેશથી ટોળે મળતી હોય તેવાં મંડળો અને સંસ્થાઓમાં સેંટ્રલ લાયબ્રેરીને જવું પડયું. તે વખતે શહેરમાં આવી સન્નારીઓની માત્ર એક જ સંસ્થા હતી અને તેના સભાસદો હાલની માફક અઠવાડિયામાં ફક્ત એક વખત શનિવારે મળતાં હતાં. ફરતા પુસ્તકાલયની પેટીઓમાં થોડાં પુસ્તકો લઇને એક સ્ત્રીપુસ્તકાધ્યક્ષને ત્યાં મોકલવાની સેંટ્રલ લાયબ્રેરીએ શરૂઆત કરી. આ યોજના એકદમ પ્રિય થઇ પડી. કેટલાક સમય પછી સ્ટીરીઓસ્કોપ અને તેનાં ચિત્રો, તેમ જ ઘરમાં રમવાની રમતનાં કેટલાંક સાધનો ત્યાં લઇ જવામાં આવ્યાં. ત્યાર પછી માસિકોની અને તેમાં એ ખાસ કરીને સચિત્ર ,

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ.

માસિકોની માગણીઓ થવા લાગી. આ કાર્યથી લાયબ્રેરીએ લીધેલું પગલું વાજબી છે એમ ઠર્યું. આ પહેલા વર્ષમાં ૩૪ વાર આ પ્રમાણે પુસ્તકો અપાયાં હતાં અને એ પુસ્તકોનો તે સંસ્થાની ૮૭ સ્ત્રીઓએ લાભ લીધો હતો. આ પુસ્તકોની સંખ્યા ૯૫૫ હતી. બીજે વર્ષે ૩૭ વખત થઈને ૧૩૮૦ પુસ્તકો વંચાયાં. એક વર્ષ પછી એટલે સને ૧૯૧૪ના ઑગસ્ટ મહીનામાં અગાઉ નક્કી કર્યા પ્રમાણે શહેરમાંનું મહિલા પુસ્કાલય સેંટ્રલ લાયબ્રેરી સાથે જોડી દેવામાં આવ્યું. પરંતુ શહેરની પડદેનશીન સ્ત્રીઓને સેંટ્રલ લાયબ્રેરીમાં આવતાં સંકોચ પડવાથી એમની અનુકૂળતા ખાતર આ પુસ્તકાલય જ્યાંનું ત્યાં મૂળના મકાનમાં જ રાખવામાં આવ્યું.

સને ૧૯૧૫થી સ્ત્રીઓ સાથેનું સેંટ્રલ લાયબ્રેરીનું કામ ઝડપથી આગળ વધવા માંડયું. તે વર્ષના જાન્યુઆરી માસમાં 'શ્રી ચીમનાબાઈ મહિલા મંડળ' નામની નવી સંસ્થા ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં સ્થપાઇ; અને દર રવિવારે સાંજના ત્યાં સભા મળવા લાગી. શહેરની સાધારણ વર્ગની સ્ત્રીઓ માટે આ સંસ્થા ખોલવામાં આવી હતી. તેમની સાથે તેમનાં નાનાંમોટાં બાળકો પણ આવવા લાગ્યાં. આ પ્રમાણે સેંટ્રલ લાયબ્રેરીને કામ કરવાને નવું ક્ષેત્ર મળ્યું. પુખ્ત વયની સ્ત્રીઓ માટે ગુજરાતી પુસ્તકો, બાળકો માટે ચિત્રપોથીઓ અને કપડાની બનાવેલી ચોપડીઓ, અને બન્ને માટે મેજ ઉપર રમી શકાય એવી રમતનાં સાધનો સાથે પોતાની સ્ત્રીપુસ્તકાધ્યક્ષને ત્યાં મોકલવાનો સેંટ્રલ લાયબ્રેરીએ આરંભ કર્યો. એ વર્ષે મહિલા પુસ્તકાયલમાં વંચાયેલાં ૬૮૭ પુસ્તકો ઉપરાંત આ બંને મંડળોમાં થઈને ૨,૦૨૮ પુસ્તકો વંચાયાં. આ પ્રમાણે સેંટ્રલ લાયબ્રેરીની આ પ્રવૃતિ શહેરના સ્ત્રીવર્ગમાં વધારે પ્રીતિપાત્ર થઈ પડી, અને સાથે સાથે વંચાયેલાં પુસ્તકોની સંખ્યા પણ વધવા માંડી. બીજે વર્ષે બંને સંસ્થાઓમાં એકંદર ૩,૮૬૧ પુસ્તકો વંચાયાં, અને મહિલા પુસ્તકાલયમાં ૯૫૫ વચાયાં; એટલે આ પ્રમાણે બધાં મળીને ફક્ત છીઓમાં વંચાયેલાં પુસ્તકોની સંખ્યા ૪,૮૧૬ ની થઈ.

આ બધાં વર્ષોમાં સેંટ્રલ લાયબ્રેરીના સ્ત્રીવાચકોની સંખ્યા ધીમે ધીમે પરંતુ સ્પષ્ટ રીતે વધતી જતી હતી, કારણ કે બાલમંદિર સ્ત્રીપુસ્તકાધ્યક્ષને હસ્તક હોવાથી તેમની દ્વારા સ્ત્રીઓને શરમાળપણાનો



૧૯૧૪]  ગેઠ મગનલાલ રવિકરણદાસ સાર્વજનિક પુસ્તકાલય, ઉઝા.  [૬ ૪૮૩૩



૧૯૧૩] સાર્વજનિક પુસ્તકાલય, ચાણસ્મા. [૨ ૩૦૦૦

ત્યાગ કરવાને તેમ જ લાયબ્રેરીનો લાભ લેવાને ઘણું ઉત્તેજન મળ્યું. સને ૧૯૧૩ની સાલથી (જ્યારથી સેંટ્રલ લાયબ્રેરીમાં જુદો સ્ત્રીવિભાગ ઉઘાડવાના વિચારની ચર્ચા ચાલતી હતી ત્યારથી) કેટલીક નવીન શાખાઓનો સેંટ્રલ લાયબ્રેરીમાં વધારો થયો હતો. તેથી લાયબ્રેરીના મકાનમાં ખાલી પડેલા બધા ખંડો નવી ઉઘડેલી શાખાઓથી રોકાઇ ગયા હતા; અને તેથી સેંટ્રલ લાયબ્રેરીમાં સ્ત્રીવાચકો માટે ખાસ ઈલાયદી ગોઠવણ થઇ શકી નહિ. આખરે જ્યારે તેમની સંખ્યા એટલી બધી વધી ગઇ કે તેમને તથા બાળકોને બાલમંદિરમાં અરસપરસ અગવડ પડવા લાગી ત્યારે બાલમંદિરની પાસેના જ બીજા નાના ખંડમાં સ્ત્રીઓ માટે એક વાચનાલય ઉઘાડવામાં આવ્યું; અને તેની સુપરત પણ બાલમંદિરની સ્ત્રી પુસ્તકાધ્યક્ષને કરવામાં આવી. સને ૧૯૧૭ના જુન મહીનાની પહેલી તારીખે આ વાચનાલય ઉઘાડવામાં આવ્યું; અને સ્ત્રી–ઉપયોગી ગુજરાતી તેમજ મરાઠી પુસ્તકો અને કેટલાંક માસિકો ત્યાં પૂરાં પાડવામાં આવ્યાં. એ વર્ષમાં એટલે સને ૧૯૧૬–૧૭ માં વડોદરા શહેરની આ બધી સ્ત્રી–સંસ્થાઓમાં એટલે બંને સ્ત્રીમંડળો તથા સેંટ્રલ લાયબ્રેરીએ ઉઘાડેલો આ સ્ત્રીવિભાગ તથા મહિલા પુસ્તકાલયમાં મળી કુલ ૬,૭૦૩ પુસ્તકો વંચાયાં હતાં; તેમાં ૧,૯૦૬ પુસ્તકો ફક્ત મહિલા પુસ્તકાલયમાં જ વંચાયાં હતાં. સને ૧૯૧૭ના ઑગસ્ટથી ૧૯૧૮ના જુલાઇ સુધીમાં એકલા વડોદરા શહેરની સન્નારીઓમાં વંચાયેલાં કુલ પુસ્તકોની સંખ્યાનો આંકડો ૯,૩૦૩ સુધી વધ્યો; જેમાંનાં ૨,૩૦૯ પુસ્તકોના પ્રચાર માટે મહિલા પુસ્તકાલયને માન ઘટે છે.

સ્ત્રીવિભાગ અને બાલવિભાગ

પુસ્તકાલય–પ્રવૃત્તિમાં એક નવીન લક્ષણના પ્રચારથી આ વર્ષ પ્રખ્યાત બન્યું હતું. આ વર્ષે શહેરમાં ગાંઠીઆ તાવનો ઝપાટો ચાલતો હોવાથી આશરે ૨૦૦ કુટુંબો શહેર બહાર પાદરા રોડ ઉપર બંધાયેલાં નવીન લશ્કરી નિવાસસ્થાનમાં રહેવા ગયાં હતાં. સદર રોગના પ્રાબલ્યને લીધે લાયબ્રેરીના પુસ્તકપ્રચારની સંખ્યા ઘણી ઓછી થઇ ગઇ; તેથી આ ૨૦૦ કુટુંબનાં સ્ત્રીઓ તથા છોકરાંને માટે અઠવાડીઆમાં બે વખત ઘેર બેઠાં પુસ્તકો પહોંચાડીને પુસ્તકોનો વિશેષ પ્રચાર કરવાની યોજના હાથ પર લીધી.

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

પ્રથમ તો પુસ્તકાલય તરફથી જે ખાસ અનુકૂળતા તેમને કરી આપવામાં આવવાની હતી તેની સ્ત્રીઓને ખબર આપવા માટે સ્ત્રી-પુસ્તકાધ્યક્ષ ઘેરેઘેર ફરી આવ્યાં. પછી અઠવાડીઆમાં એક વાર આ નવાં રહેઠાણુના મુખ્ય ભાગમાં જઇને ફરતા પુસ્તકાલયની પેટીઓમાં આણવામાં આવેલાં પુસ્તકો લઇ જવા બધી સ્ત્રીઓને નિમંત્રણ કરવામાં આવ્યું. તે જ પ્રમાણે અઠવાડીઆના કોઈ બીજે દિવસે શાળાઓ બંધ હોવાને લીધે નવરાં પડેલાં બાળકોને એકઠાં કરીને ચિત્રપોથીઓ અને રમતગમતનાં સાધનો વહેંચી આપવામાં આવતાં. આ પ્રકારની વ્યવસ્થાથી બેવડો લાભ હતોઃ (૧) આથી આવા ગમગીનીના દિવસોમાં સ્ત્રીઓ અને બાળકોની મોટી સંખ્યાને હિતકર અને આનંદજનક વ્યવસાય મળ્યો; (૨) લાયબ્રેરીને અને તેના પવિત્ર કાર્યને જનસમૂહમાં બહોળી ખ્યાતિ મળવાથી વધારે લોકોમા તેનો પ્રચાર થયો. દરેક જગ્યાએ એવું બને છે કે જનસમૂહના મધ્યમાં પુસ્તકાલય આવેલું હોય તેમ છતાં જ્યાં સુધી પુસ્તકાલય આગળ પડીને તેના ભવિષ્યના આશ્રયદાતાઓ સમક્ષ પોતાનો ભંડાર ખુલ્લો કરે નહિ ત્યાં સુધી પ્રજાનો કેટલોક ભાગ તેના અસ્તિત્વથી તદન અજ્ઞાત રહે છે. આ નવીન પ્રવૃત્તિથી એક જ જગ્યાએ છાવણી નાખીને પડેલાં બસો અથવા તેથી વિશેષ કુટુંબોને સેંટ્રલ લાયબ્રેરીના અસ્તિત્વની જાણ સ્વાભાવિક રીતે થઈ, અને આ રીતે તેઓનો ઉત્સાહ કાયમને માટે ટકી રહે એવો માર્ગ ખુલ્લો થયો. પ્લેગ જેવા અનિષ્ટ પ્રસંગમાંથી પણ લાયબ્રેરીને આવો ફાયદો થયો.

ઉપરની હકીકત ઉપરથી જણાશે કે શરૂઆતથી આજ સુધીનાં છ વર્ષમાં વડોદરાના સ્ત્રીસમાજમાં પુસ્તકાલય-પ્રવૃત્તિ દસ ગણી વધી છે; કેમ કે પહેલા વર્ષમાં પુસ્તકપ્રચારની ૯૫૫ની સંખ્યા હતી તે વધીને છઠ્ઠા વર્ષની આખરે ૯,૩૦૩ની થઇ. પુસ્તકપ્રચારમાં વધારો થયો એટલું જ નહિ; પરંતુ એક સ્ત્રીસમાજ ઉપરથી હાલ ચીમનાબાઇ સ્ત્રીસમાજ સાથે તેવી બે સંસ્થાઓ, મહિલા પુસ્તકાલય નામની જુદી સ્ત્રી-શાખા, અને સેંટ્રલ લાયબ્રેરીમાંનો ઇલાયદો સ્ત્રીવિભાગ મળી કુલ ચાર કાર્યક્ષેત્રો થયાં છે. હાલમાં સેંટ્રલ લાયબ્રેરીના સ્ત્રીવિભાગમાં ગુજરાતી તથા મરાઠી ભાષાનાં ૩૦૦૦



૧૯૨૨ ] સાર્વજનિક પુસ્તકાલય ચલાળા કિં. રૂ ૧૫૦૦૦

પુસ્તકો છે. તે ઉપરાંત સેંટ્રલ લાયબ્રેરીમાંથી દર વર્ષે આશરે ૨૦૦૦ અંગ્રેજી તથા દેશી ભાષાનાં પુસ્તકો લેવામાં આવે છે.

સ્ત્રીવિભાગ અને બાળવિભાગ

વળી મહિલા પુસ્તકાલયમાં પણ ૧,૪૭૧ પુસ્તકો છે. આ ઉપરાંત સ્ત્રીઓ માટે વર્તમાનપત્રો અને માસિકો માટેનાં બે વાચનાલયો છે. એક સેંટ્રલ લાયબ્રેરીમાં, અને બીજું મહિલા પુસ્તકાલયમાં મહિલા પુસ્તકાલયના વાચનાલયમાં દેશી ભાષામાં છપાતાં ૧૮ વર્તમાનપત્રો મંગાવવામાં આવે છે અને લગભગ ૨૦૦૦ સ્ત્રીવાચકો તેનો લાભ લે છે. ઉપરાંત સ્ત્રીઓના ખાસ ઉપયોગને માટે શહેરમાં કેટલાંક ફરતાં પુસ્તકાલયો કેટલાંક કેંદ્રસ્થાનમાં રાખવામાં આવ્યાં છે. ખરેખર આ આશાજનક ચિન્હો છે, અને એ સ્ત્રીઓની પુસ્તકાલય પ્રવૃત્તિના મોટા પાયા પરના બહોળા પ્રચારને માટે ઉજળું ભવિષ્ય ભાખે છે. શહેરની સ્ત્રીઓ માટેના આ કાર્યનુ ઘણુંખરું માન બે સ્ત્રી–પુસ્તકાધ્યક્ષોને ઘટે છે, અને તેમાં પણ,મુખ્યત્વે તો મિસિસ આનંદીબાઇ પ્રભુદેસાઇને જ ઘટે છે; કેમ કે તેમણે પ્રારંભથી જ આ કાર્યમાં પ્રશંસનીય ઉત્સાહ બતાવ્યો છે.

---

# પ્રકરણ ૪ થું

## સંસ્કૃત વિભાગ

### તેની ઉત્પત્તિ અને ખીલવણી

સને ૧૯૧૨ ની સાલના પાછલા ભાગમાં સેંટ્રલ લાયબ્રેરીના સંસ્કૃત વિભાગની સ્થાપના થઇ ત્યાં સુધી તેમાં પૅલેસ લાયબ્રેરીનાં ૧૬૦ સંસ્કૃત પુસ્તકો સિવાય ખરૂં કહીએ તો સંસ્કૃત ગ્રંથોનો નહિ જેવો સંગ્રહ હતો. એથી એમ ધારવાનું નથી કે શહેરમાં બીજે કોઇપણ સ્થળે સંસ્કૃત ગ્રંથોનો સંગ્રહ નહોતો. રાજ્યના વિઠ્ઠલ મંદિરમાં છાપેલા. અને હસ્તલિખિત સંસ્કૃત ગ્રંથોનો ઉત્તમ સંગ્રહ હતો. તેમાં ૧,૬૧૦ હસ્તલિખિત અને ૧,૦૭૦ છાપેલાં પુસ્તકો હતાં. પૂર્વે વિઠ્ઠલ મંદિરને અંગે જે એક સંસ્કૃત પાઠશાળા હતી તેમાં સંખ્યાબંધ કિંમતી હસ્તલિખિત સંસ્કૃત ગ્રંથોનો સંગ્રહ કરવામાં આવ્યો હતો. છેલ્લાં થોડાં વર્ષથી દર વર્ષે અત્રે લેવામાં આવતી શ્રાવણ–માસ–દક્ષિણા પરીક્ષાને લીધે પણ સંસ્કૃત અભ્યાસને ઉત્તેજન મળતું. અને સારાં હસ્તલિખિત પુસ્તકો પણ મેળવવામાં આવ્યાં હતાં. વળી શ્રીમંત સંપતરાવ ગાયકવાડની શ્રી સયાજી લાયબ્રેરીમાં પણ આશરે ૬૩૦ છાપેલાં પુસ્તકો હતાં. સેંટ્રલ લાયબ્રેરીમાં ફેરવાઇ ગયેલી પૅલેસ લાયબ્રેરીનાં તમામ પુસ્તકોને રજીસ્ટરમાં નોંધવાના તેમ જ નવીન પદ્ધતિ પ્રમાણે તેમનું વર્ગીકરણ કરવાના ભારે કાર્યથી જ્યારે સેંટ્રલ લાયબ્રેરીના કાર્યવાહકો થોડા ઘણા મુક્ત થયા ત્યારે તેમને ખાસ સંગ્રહો મેળવવા પ્રયત્ન કરવાનો વખત મળ્યો. અમારા કાર્યવાહકોમાં એક જણ સ્વ. ભાઇ ચીમનલાલ દલાલ સંસ્કૃત લઇને એમ. એ. માં પાસ થયેલા હતા તેઓ સંસ્કૃત સાહિત્ય અને ખાસ કરીને જૈન સાહિત્ય સંબંધી શોધખોળનું કામ ફક્ત પોતાના શોખને ખાતર કરતા હતા. તે ઉપરાંત સંસ્કૃત જાણનારા બીજા પણ બે પુસ્તકાધ્યક્ષો અમારામાં હતા. તેથી જ ઇલાયદા સંસ્કૃત વિભાગની યોજના કરવાનુ સુગમ થઇ પડયું.

આ વખતે જ ઉતાકામંડના પ્રવાસમાં શ્રીમંત મહારાજા સાહેબને આર. અનંતકૃષ્ણ શાસ્ત્રી નામના સંસ્કૃત વિદ્વાનનો પ્રસંગ પડયો; અને ભગવદ્ગીતા ઉપર વ્યાખ્યાન આપવાને તેમને શ્રીમંતે રાખી લીધા. તે પહેલાં મિ. આર. અનંતકૃષ્ણ શાસ્ત્રીએ પુસ્તકાલયમાં દસ વર્ષ સુધી અને મહીસુર ઓરિએંટલ પુસ્તકાલયમાં નવ વર્ષ સુધી સમસ્ત હિંદુસ્તાનમાંથી હસ્તલિખિત પુસ્તકોની શોધખોળનું કાર્ય કરેલું હોવાથી એમને એ કાર્યનો સારો અનુભવ હતો. વડોદરામાં સારા પાયા પર એક સંસ્કૃત ગ્રંથાલય સ્થાપવાનો શ્રીમંત મહારાજા સાહેબનો વિચાર હોવાથી આવા પુસ્તકાલયની યોજના કરવા છ મહીના વડોદરે આવવા તેમણે શાસ્ત્રીને બોલાવ્યા. આ રીતે સને ૧૯૧૨ના નવેંબરમાં મિ. શાસ્ત્રી વડોદરે આવ્યા કે તરત જ સેંટ્રલ લાયબ્રેરીમાં ઇલાયદા સંસ્કૃત વિભાગની યોજનાની શરૂઆત થઇ. સંસ્કૃત વિભાગ

આ કાર્યના પ્રથમ પગલા તરીકે વિઠ્ઠલ મંદિરનાં હસ્તલિખિત અને છાપેલાં પુસ્તકોનો સંગ્રહ સેંટ્રલ લાયબ્રેરીમાં લઇ લેવામાં આવ્યો. ત્યાર પછી સેંટ્રલ લાયબ્રેરીની વિનંતિ ઉપરથી શ્રીમંત સંપતરાવ મહારાજે પોતાના ૬૩૦ સંસ્કૃત ગ્રંથો સેંટ્રલ લાયબ્રેરીને આપ્યા. આ જ વખતે વડોદરાના એક શાસ્ત્રી શ્રીમાન યજ્ઞેશ્વરનાં હસ્તલિખિત અને છાપેલાં પુસ્તકોનો સંગ્રહ પણ દિવાન બહાદુર વી. એમ. સમર્થ સાહેબ મારફત મળી ગયો. મિ. આર. એ. શાસ્ત્રીની ખાસ ભલામણને લીધે છાપેલાં સંસ્કૃત પુસ્તકોનો સંગ્રહ સંપૂર્ણ કરવા બીજાં નવીન પુસ્તકો ખરીદવા માટે શ્રીમંત મહારાજા સાહેબે રૂ. ૩૫૦૦) ની મંજુરી આપી. આ સંસ્કૃત વિભાગની સ્થાપના થઇ કે તરત જ હિંદુસ્તાનની જુદી જુદી સંસ્કૃત–સાહિત્ય–માળાઓના પ્રકાશકોને તેમની માળાઓનાં પુસ્તકો લાયબ્રેરીમાં ભેટ દાખલ મોકલવાની વિનંતિ કરવામાં આવી. ધીમે ધીમે વિવિધ સ્થળેથી પુસ્તકોની ભેટો આવવા લાગી. આ પ્રમાણે ૨,૦૦૦ ઉપરાંત હસ્તલિખિત ગ્રંથો અને આશરે ૨,૦૦૦ છાપેલાં પુસ્તકો મળવાથી સેંટ્રલ લાયબ્રેરીના સંસ્કૃત વિભાગની પ્રગતિ ઘણી જ સારી થઇ.

અગાઉ એકત્ર કરેલા હસ્તલિખિત સંગ્રહમાં ઝીણા અક્ષરે કાગળ ઉપર લખેલા અને રજપુતાનાની ચિત્રકળા–પદ્ધતિના ચિત્ર-

કારોએ સુંદર રીતે હાથે ચિત્રરેલા વીંટાના આકારના હસ્તલિખિત ગ્રંથો ઉમેરવામાં આવ્યા. આ વીંટા રાજદેવાલયના હોવાથી શ્રીમતી મહારાણી સાહેબે લાયબ્રેરીને તે ભેટ આપ્યા હતા. એક વીંટો ૨૨૮ ફૂટ લાંબો છે. તેમાં આખું મહાભારત લખેલું છે. બીજા બે શ્રીમદ્ ભાગવતના છે. તેમાંનો એક સંવત ૧૮૭૧ની સાલમાં લખાયેલો ૮૪ ફુટ લંબાઈનો છે, અને તે સંપૂર્ણ છે; અને બીજો ૫૫ ફૂટ લાંબો છે, અને તેમાં બારમો સ્કંધ નથી. હરિવંશનો ગ્રંથ ૪૪ ફુટ લાંબો, અને ગીતાનો ગ્રંથ ૧૦⅚ ફુટ લાંબો છે. જો કે આ બધા ગ્રંથો સો વર્ષથી વિશેષ જૂના નથી, તેમ ખુલ્લી આંખે વંચાય તેવા નથી; પરંતુ તેમાંનાં ચિત્રોની સુંદરતા અને લેખકની લેખનકળાની ચતુરાઈને લીધે તે અમૂલ્ય જ કહેવાય.

સંસ્કૃત વિભાગની યોજનાના પહેલા જ વર્ષમાં નવીન ખરીદ કરેલાં ૬૬૬ પુસ્તકોનો અને ૮૮ ભેટ તરીકે મળેલાં પુસ્તકોનો વધારો થયો હતો. મિ. આર. એ. શાસ્ત્રીએ પોતાની અહીંની ટુંક મુદતની નોકરી દરમ્યાન મુદ્રિત અને હસ્તલિખિત પુસ્તકોની એક યાદી તૈયાર કરી, અને બંને જાતનાં પુસ્તકોનું વર્ગીકરણ કરી પત્રક બનાવવાનું પણ શરૂ કર્યું. સને ૧૯૧૩ના એપ્રિલ મહીનામાં જ્યારે મિ. શાસ્ત્રી અહીંથી નિવૃત્ત થયા ત્યારે સંસ્કૃત ભાષાના અભ્યાસી અને શિક્ષિત પુસ્તકાધ્યક્ષ મિ. સી. ડી. દલાલ, એમ. એ.–ને સંસ્કૃત પુસ્તકાલયનો હવાલો સોંપવામાં આવ્યો.

તે ઉપરાંત તાડપત્ર, તૂળપત્ર, અગરૂપત્ર, ભોજપત્ર, પ્રાચીન ચિત્રકળાની આનંદદાયક યાદ આપતા સચિત્ર હસ્તલિખિત ગ્રંથો, શ્રીકૃષ્ણનાં જીવનચરિત્ર, રાગરાગણીનાં ચિત્રો, હસ્તસામુદ્રિક–શાસ્ત્ર, સૌંદર્યલહરી, સ્વપ્નવિચાર, સને ૧૪થી ૧૯મા સૈકા સુધીના અપ્રાપ્ય હસ્તલિખિત ગ્રંથો, બ્રહ્મદેશની સોનેરી અક્ષરે લખેલી મંત્રપોથીઓ, અને સને ૧૦૪૭નો તીલકવાડામાંથી મળેલો માળવાના રાજા ભોજનો તામ્રલેખ—એ આ વિભાગની ખાસ જોવા જેવી વિશિષ્ટતાઓ છે.

## હસ્તલિખિત પુસ્તકોની શોધખોળ

હસ્તલિખિત ગ્રંથોની શોધખોળ કરી તેનું નિવેદન કરવા એક



૧૯૧૩ ] [ રૂ ૨,૫૯૫

સાર્વજનિક પુસ્તકાલય, બાંધણી



૧૯૧૩ ] સાર્વજનિક પુસ્તકાલય, ગાઠા [ રૂ ૨,૫૮૫

કરતા પંડિતની નીમણુંકની મંજુરી તેજ વર્ષે મળી. બીજે વર્ષે એટલે સને ૧૯૧૩-૧૪માં આ વિભાગમાં ૧૭૩ છાપેલાં પુસ્તકનો, અને સને ૧૫મી તથા ૧૬મી સદીમાં લખાયેલા ૩૧૪ હસ્તલિખિત ગ્રંથોનો ઉમેરો થયો. આ જ વર્ષમાં જૂનાં ગુજરાતી હસ્તલિખિત પુસ્તકોની શોધખોળનું કામ પણ ઉપાડી લેવામાં આવ્યું; અને તેથી સને ૬૬મીથી ૧૯મી સદી સુધીના બ્રાહ્મ અને જૈન સાહિત્યના સો હસ્તલિખિત ગ્રંથો મળી આવ્યા. તેમાંના 'ઉપાહરણ' અને 'માધવાનળ' નામના ગ્રંથો ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ઘણા જ મહત્વના માલુમ પડ્યા. હસ્તલિખિત ગ્રંથોનો સમૂહ હવે વધતો જતો હોવાથી તેમાં સરકારે પણ ખરેખરો રસ લેવા માંડયો; અને સમસ્ત ગુજરાતમાં તે સંગ્રહને નમૂનારૂપ બનાવવાના અને પરિણામે તેમાંના અગત્યના ગ્રંથો પ્રસિદ્ધ કરવાના ઉદ્દેશથી તેમાં વિશેષ અને કિંમતી ગ્રંથોનો વધારો કરવા માટે ઘણી આતુરતા બતાવી. તેથી, જો પાટણના તમામ જૈન ભંડારની નવેસરથી પૂરેપૂરી તપાસ રાજ્ય તરફથી કરવામાં આવે તો તેમાંથી મહત્વના હસ્તલિખિત ગ્રંથો મળી આવવાનો ઘણો સંભવ છે એવી મતલબનો મિ. દલાલે તે સમયના નામદાર અમાત્ય સાહેબની સૂચના ઉપરથી એક રિપોર્ટ સને ૧૯૧૩ના જુલાઇ મહીનાની ૩૦મી તારીખે સાદર કર્યો. તે ઉપરથી પાટણ, છાણી, અને વડોદરાના હસ્તલિખિત ગ્રંથોના ભંડારોની પૂરેપૂરી તપાસ કરવાના ઉદ્દેશથી ત્રણ મહીના માટે સંસ્કૃત-પુસ્તકાધ્યક્ષ રા. દલાલને રાજ્ય તરફથી મોકલવામાં આવ્યા. સંસ્કૃત વિભાગ

સંસ્કૃત અને અન્ય ભાષાઓમાં લખાયેલા જૂના અને દુષ્પ્રાપ્ય હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહો માટે પાટણના જૈન ભંડારો ચિરકાળથી પ્રખ્યાત છે. સદર ભંડારોના રહસ્યોને પ્રકાશમાં લાવવાનો શ્રીમંત મહારાજા સાહેબનો આ કંઈ પહેલવહેલો પ્રયાસ નહોતો. પચીસેક વર્ષ ઉપર શ્રીમંત મહારાજા સાહેબે સ્વ. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદીને પાટણના ભંડારોમાં શોધખોળ કરવા મોકલ્યા હતા, અને તેમાંના મહત્વના ગ્રંથોનું ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ કરવા માટે હુકમ કરવામાં આવ્યો હતો. તે હુકમાનુસાર ૨૪ પુસ્તકોનાં ભાષાંતરો પ્રસિદ્ધ કર્યાં પછી એ કાર્ય પડતું મૂકવામાં આવ્યું હતું. રા. દ્વિવેદીએ જો કે ૧૦ ભંડારોના ગ્રંથોની યાદીઓ તૈયાર

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

કરી હતી; પરંતુ તાડપત્ર ઉપરના હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહોમાં સૌથી વધારે મહત્વનો પ્રખ્યાત હેમચંદ્રનો સંગ્રહ તેઓ જોઈ શકયા નહોતા. આ સંગ્રહ વિશે ડૉ. પિટર્સન કહે છે: “ **આવા માનનીય પુરાતન હસ્તલિખિત ગ્રંથોનો આવડો મોટો સંગ્રહ ધરાવવા માટે મગરૂર થઇ શકે એવું પાટણ સિવાય અન્ય કોઇ શહેર સમસ્ત હિંદુસ્તાનમાં નથી એટલું જ નહિ, પરંતુ સમસ્ત દુનિયામાં પણ આવાં ઘણાં જીજ શહેરો મારા જાણવામાં આવ્યાં છે. યૂરોપમાંના કોઇ પણ વિશ્વવિદ્યાલયનું આવું પુસ્તકાલય તેના સંગ્રહ માટે ઘણું અભિમાન ધરાવી શકે, અને અત્યંત કાળજીપૂર્વક એ ખજાનાનું રક્ષણ કરે.** ” રા. દ્વિવેદીની યાદીમાં ૨,૬૧૯ ગ્રંથો નોંધવામાં આવ્યા છે. ફાર્બસ, ડૉ. બુલર, અને ડૉ. ભાંડારકર જેવા વિદ્વાનોએ પ્રો. દ્વિવેદીના પહેલાં અને ડૉ. પિટર્સને એમના પછી પાટણના ભંડારોની મુલાકાત લીધી હતી; પરંતુ તે બધાના પ્રયત્નો ફકત થોડે અંશે ફળીભૂત થયા હતા. પ્રો. દ્વિવેદીની શોધખોળનો ઉદ્દેશ હસ્તલિખિત ગ્રંથોના મૂળનું પ્રકાશન નહિ કરતાં માત્ર તેનું ગુજરાતી ભાષામાં ભાષાંતર જ પ્રસિદ્ધ કરવાનો હોવાથી તેમની તપાસ પૂરેપૂરી નહિ પરંતુ ઉપલક જ હતી. વળી આ ભંડારોના રક્ષકોની પરાપૂર્વથી ચાલતી આવેલી ઈર્ષાને લીધે પ્રો. દ્વિવેદી ત્યાંના તમામ ગ્રંથો નહિ પરંતુ ફકત થોડા જ ગ્રંથો જોઈ શકયા હતા. આ વખતે તો આ જૈન ભંડારોની સંપૂર્ણ અને કાળજીપૂર્વક તપાસ કરવા માટે રા. દલાલ જેવા જૈન કોમના જ સંસ્કૃત વિદ્વાન મેળવવાને શ્રીમંત ગાયકવાડ સરકાર ભાગ્યશાળી થયા હતા. પોતાના જૈન મુનિમહારાજોની મિત્રતાને લીધે રા. દલાલે આ ભંડારો સંબંધી પુષ્કળ માહિતી અગાઉથી જ મેળવી લીધેલી હોવાથી તેમણે પોતાના કૌશલ્યથી તેમ જ અથાગ શ્રમથી સદરહુ ભંડારોના રક્ષકોની એટલી બધી પ્રીતિ સંપાદન કરી લીધી કે તેમને પાટણમાંના તેરેતેર ભંડારોમાં છૂટથી જવા દેવામાં આવ્યા હતા. પાટણના આ જૈન ભંડારોમાં સંસ્કૃત ભાષામાં લખાયેલા બ્રાહ્મ અને જૈન ગ્રંથો ઉપરાંત જૂની ગુજરાતી ભાષાના ગદ્ય અને પદ્યના પ્રાચીન અને વિશ્વાસપાત્ર કેટલાક હસ્તલિખિત ગ્રંથો પણ તેમાં છે. સને ૧૧મી સદીના

હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણનું અપભ્રંશ, અને સને ૧૪ મી સદીના મુગ્ધાવબોધની જૂની ગુજરાતી ભાષા—એ બેની વચગાળામાં ગુજરાતી ભાષાનો અને ભાષાશાસ્ત્રનો ઇતિહાસ લખવાનાં ઉત્તમ સાધનો આ હસ્તલિખિત ગ્રંથોમાંથી મળી શકે એમ છે. ત્રણ મહીનાના ટુંક સમયમાં મિ. દલાલે તમામ ભંડારો એટલે એકંદર આશરે ૧૩,૦૦૦ કાગળના અને ૬૫૮ તાડપત્રના હસ્તલિખિત ગ્રંથો યથાર્થ તપાસ્યા. આ ઉપરાંત તાડપત્રના હસ્તલિખિત ગ્રંથોની વર્ણનાત્મક યાદી પણ તેમણે બનાવી. આ શોધખોળને અંગે બ્રાહ્મ, બૌદ્ધ અને જૈન સાહિત્યના કેટલાક દુષ્પ્રાપ્ય અને ઉપયોગી ગ્રંથો પ્રકાશમાં આવ્યા. તે ઉપરાંત અપભ્રંશ ભાષાના નવીન સાહિત્યના આશરે ૨૫ ગ્રંથો અને એકલી ગુજરાતી ભાષાના જ ૧૨મી, ૧૩મી, સને ૧૪મી સદીના ગ્રંથો પણ જડી આવ્યા છે. મુંબાઇ, મદ્રાસ, મહીસુર, ત્રાવણકોર, અને કાશ્મીર સરકાર તરફથી પ્રસિદ્ધ થતી સંસ્કૃત માળાઓના ધોરણે મહત્વનાં હસ્તલિખિત પુસ્તકો પ્રસિદ્ધ કરવાની યોજના સાથે આ શોધખોળનો હેવાલ સને ૧૯૧૫ના એપ્રિલમાં મિ. દલાલે રજુ કર્યો. આ ઉપરથી જ ગાયકવાડ ઓરિએંટલ સીરિઝ ( ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાળા ) એ નામથી પુસ્તકોની એક પૌર્વાત્ય શ્રેણી પ્રસિદ્ધ કરવા શ્રીમંત સરકારે સને ૧૯૧૫ના ડિસેંબરમાં મંજુરી આપી. સંસ્કૃત વિભાગ

## ગાયકવાડ ઓરિએંટલ સીરિઝ

પ્રથમ તો રા. દલાલે ભલામણ કરેલાં ૧૧ પુસ્તકો જ પ્રગટ કરવાની સરકારે મંજુરી આપી. આ પુસ્તકો પૈકી ૭ સંસ્કૃત, ૨ પ્રાકૃત, ૧ અપભ્રંશ, અને ૧ ગુજરાતી ભાષાનું હતું. દરેક પુસ્તકમાં નીચે પ્રમાણે બાબતોનો સમાવેશ કરવાનો હતોઃ અસલ મૂળ ગ્રંથ; મૂળ ટીકા ( પ્રાપ્ય હોય તો ); અને આધારભૂત હસ્ત-લિખિત ગ્રંથોની વિગતવાળી પ્રસ્તાવના; અને અંગ્રેજી ભાષામાં ઉપોદ્‌ઘાત જેમાં દરેક ગ્રંથનો સારાંશ, કર્તાનું જીવનચરિત્ર, સાહિ-ત્યમાં તેનું સ્થાન અને તેની મહત્તા, તેનો સમય, ગુણવિવેચન વગેરે વગેરેનો સમાવેશ કરવાનો હતો. રૉયલ આઠ પેજી કદમાં દરેક પુસ્તક પ્રસિદ્ધ કરવાનું હતું. ત્રણ પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું મિ.

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

દલાલે પોતે માથે લીધું, અને બીજા ગ્રંથો બહારના વિદ્વાનોને સોંપવાનું સૂચવવામાં આવ્યું. પરંતુ સને ૧૯૧૫ ના ઑગસ્ટ માસમાં આ ખાતામાં ફરીથી જોડાયેલા મિ. આર. એ. શાસ્ત્રી અને મિ. દલાલે બનતા સુધી આ ગ્રંથોનો મોટો ભાગ પ્રસિદ્ધ કરવો એવો હુકમ સરકાર તરફથી થયો. આ ગ્રંથો પ્રગટ કરવાના પ્રાથમિક ખર્ચ તરીકે રૂ. ૬,૦૦૦) મંજુર થયા; અને સેંટ્રલ લાયબ્રેરી ખાતાએ આ ગ્રંથમાળા પ્રસિદ્ધ કરવી એમ પણ નક્કી થયું. પ્રસિદ્ધ થવાને મંજુર થયેલા આ ગ્રંથમાંનો એક સને ૮મી સદીનો, એક ૧૦મીનો, અને એક ૧૧મીનો, બે ૧૨મીના, તથા અન્ય અન્ય સદીઓના ગ્રંથો હતા.

સને ૧૯૧૬ના જાન્યુઆરીથી પુસ્તક-પ્રસિદ્ધિનું કામ ખરા ઉત્સાહથી થવા લાગ્યું; અને કાવ્યમીમાંસા (સને ૯૦૦), અને નરનારાયણનંદ (સને ૧૨૨૧ અને ૧૨૩૧ની વચ્ચે) નામના બે કાવ્યગ્રંથો રા. આર. એ. શાસ્ત્રીની સહાય લઈને મિ. દલાલે તૈયાર કર્યા. આ બંને ગ્રંથો સને ૧૯૧૬ના જુલાઈને અંતે પ્રગટ થયા હતા; અને જયસિંહનું હમ્મીરમદમર્દન, આનંદજ્ઞાનનો તર્કસંગ્રહ, પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ ભાગ ૧લો—એ નામનાં બીજાં ત્રણ પુસ્તકો છાપખાનામાં મોકલવામાં આવ્યાં હતાં. આ પ્રમાણે આ ગ્રંથપ્રસિદ્ધિનું કાર્ય ઝડપથી થવા લાગ્યું.

## સંસ્કૃત પુસ્તકાલયની અપૂર્વ પ્રગતિ

સને ૧૯૧૫ના ઑગસ્ટમાં મિ. આર. એ. શાસ્ત્રીને ફરી નોકરીમાં લીધા એ વાત આપણે ઉપર કહી ગયા છીએ. ગ્રંથ-માળા—પ્રસિદ્ધનું કાર્ય સતત ચાલુ રહે તેમ જ હસ્તલિખિત ગ્રંથોનો સારો સંગ્રહ થઇ શકે તે ઉદ્દેશથી સારા હસ્તલિખિત ગ્રંથોનો પૂરતો મોટો સંગ્રહ ભેગો કરવાની ખાસ આવશ્યકતા હતી; તેથી ગ્રંથમાળા—પ્રકાશનના કાર્ય ઉપરાંત મિ. આર. એ. શાસ્ત્રીને બીજા હસ્તલિખિત ગ્રંથો શોધી લાવવાનું કામ પણ સોંપવામાં આવ્યું હતું. આ વર્ષમાં હસ્તલિખિત ગ્રંથોની શોધમાં મિ. શાસ્ત્રી ઘણી જગ્યાએ ફરી વળ્યા; અને શોધખોળના કામમાં



વિ. સં ૧૨૩૮માં તાડપત્ર પર લખાયેલા હસ્ત લિખિત ગ્રંથનો 'મોહરાજ પરાજય' નામના ગાયકવાડ પૌર્વાત્ય માળાના ૯મા પુસ્તકનું મુખ પૃષ્ઠ.

મિ. દલાલ પણ તેમને પ્રસંગોપાત મદદ કરતા હતા. આ પ્રમાણે સંસ્કૃત વિભાગ સને ૧૯૧૬ના જુલાઇ સુધીમાં જુદે જુદે સ્થળેથી એકંદર ૧,૧૦૬ હસ્તલિખિત ગ્રંથો સેંટ્રલ લાયબ્રેરી મેળવી શકી. વળી ૫૧૬ ગ્રંથો વેચાતા લઇને મૂળ છાપેલા સંગ્રહમાં ઉમેરવામાં આવ્યા. તે જ પ્રમાણે બીજે વર્ષે ૨૮૯ છાપેલા ગ્રંથો નવા ખરીદવામાં આવ્યા, અને ખરીદેલા અને ભેટના મળીને ૧,૭૮૮ હસ્તલિખિત ગ્રંથો પણ ભેગા કરવામાં આવ્યા. ગુજરાત, કચ્છ, કાઠિઆવાડ, રાજપુતાના, મધ્ય હિંદુસ્તાન; અને મદ્રાસ, મદુરા, તિન્નેવેલી, ત્રિવેંદ્રમ, અને બીજાં દક્ષિણ હિંદુસ્તાનનાં સ્થળોમાં આ વર્ષે મુસાફરી કરવામાં આવી હતી. તે પૈકી જેસલમીર–રજપુતાનાનાં અન્ય સ્થળોની મિ. દલાલની ઑગસ્ટથી ડિસેંબર સુધીની મુસાફરી આ વર્ષે ખાસ મહત્વની હતી. તેમણે પંદર સ્થાનોની મુલાકાત લીધી અને ૧૫ હજાર પુસ્તકો તપાસ્યાં; જેમાંથી ૨૫૦ ગ્રંથો ઘણા જ મહત્વના જણાયા. પાટણની પેઠે જેસલમીરમાં પણ મિ. દલાલે સરસ ફતેહ મેળવી. જેસલમીરનો મહાન જૈન ભંડાર પૌર્વાત્ય વિદ્વાનોમાં અતિ મહત્વના ભંડાર તરીકે ખાસ પ્રખ્યાત છે; કેમ કે આખા હિંદુસ્તાનમાં જૂનામાં જૂના અને દુર્લભ તાડપત્રના હસ્તલિખિત ગ્રંથો તેમાં છે. એ ગ્રંથોની નકલો પણ કોઇ ઠેકાણે મળતી નથી. સને ૧૮૭૨માં ડૉ. બુલરે આ ભંડારનું પ્રથમ નિરીક્ષણ કર્યું હતું. પરંતુ તેમને માત્ર ૪૦ પોથીઓ જ બતાવવામાં આવી હતી. ત્યાર પછી પ્રો. એસ. આર. ભાંડારકર ત્યાં ગયા હતા. પરંતુ આખો સંગ્રહ તેમને પણ બતાવવામાં આવ્યો નહોતો. પરંતુ પાટણની પેઠે મિ. દલાલને અહીં પણ ભંડારના તમામ ગ્રંથો દેખાડવામાં આવ્યા હતા. તેમાં ૩,૦૦૦ કાગળ ઉપર લખેલા અને ૩૪૪ તાડપત્ર ઉપર લખેલા ગ્રંથો છે. તાડપત્રના હસ્તલિખિત ગ્રંથોની વિગતવાર યાદી કરવાની અગત્ય પૂર્વે ડૉ. બુલરે અને પ્રો. ભાંડારકરે અતિ આગ્રહપૂર્વક દર્શાવી હતી, તે મિ. દલાલે તૈયાર કરી લીધી. મિ. દલાલે પાટણ અને જેસલમીરથી મળી આવેલા ગ્રંથોની વિગતવાર યાદીઓ તૈયાર કરેલી તેમાંથી જેસલમીરના ગ્રંથોની યાદી ગાયકવાડ ઓરિએંટલ સીરિઝમાં પ્રગટ થઈ ગઇ છે. મિ. દલાલની આ કિંમતી સેવાને માટે શ્રીમંતે તેમને રૂપાનો ચાંદ અને રૂ. ૫૦૦) બક્ષીસ તરીકે આપ્યા હતા. સને ૧૯૧૭ના જુલાઇના અંતે બીજાં ત્રણ પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં હતાં; અને બીજાં આઠ પુસ્તકો

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

છપાતાં હતાં. મહત્વના ગ્રંથો મેળવવાનું કાર્ય પ્રથમના જેટલા જ ઉત્સાહથી વધતું જતું હતું; અને સને ૧૯૧૭–૧૮ના ઑગસ્ટમાં પણ ૧,૨૧૭ હસ્તલિખિત ગ્રંથો મૂળ સંગ્રહમાં ઉમેરવામાં આવ્યા હતા. તે વર્ષે તે માળાનાં બીજાં બે પુસ્તકો પણ છપાઇને બહાર પડયાં હતાં. સને ૧૯૨૪–૨૫ સુધીમાં આ ગ્રંથમાળામાં ૨૯ પુસ્તકો બહાર પડી ગયાં છે. પાટણ ભંડારના તાડપત્રના હસ્તલિખિત ગ્રંથોનું વિગતવાર સૂચીપત્ર હજી હવે છપાશે. હસ્તલિખિત જૈન ગ્રંથનું વિગતવાર સૂચીપત્ર રા. લાલચંદ ભગવાનદાસ ગાંધી તૈયાર કરે છે. અને ત્યાર બાદ જૂની ગુજરાતી ભાષાનાં હસ્તલિખિત પુસ્તકોનું કામ તેઓ હાથ ધરશે.

## ગુજરાતની અપ્રતિમ પૌર્વાત્ય સંસ્થા

સને ૧૯૨૪–૨૫માં સંસ્કૃત પુસ્તકાલયમાં ૫,૯૭૮ છાપેલા, અને ૧૩,૧૪૭ હસ્તલિખિત ગ્રંથો હતા. ટુંક અરસામાં આવો ઉત્તમ સંગ્રહ બહાર પાડવામાં આવ્યો છે એ વાત ધ્યાનમાં લેતાં એટલું તો કહેવું જ જોઇએ કે કોઇ પુસ્તકાલયની તવારીખમાં આ બનાવ અપ્રતિમ જ ગણી શકાય. આખા ગુજરાતમાં વડોદરાનું સંસ્કૃત પુસ્તકાલય અદ્વિતીય અને મોટામાં મોટું છે. પશ્ચિમ હિંદુસ્તાનમાં આ પુસ્તકાલયનો ઘણું કરીને બીજો નંબર આવતો હશે. આ ભાગમાં સંસ્કૃત ભાષાની શોધખોળના કામને આથી ઘણું જ ઉત્તેજન મળશે, અને કાળક્રમે આખા ગુજરાત માટે એક કેંદ્રસ્થ પૌર્વાત્ય પુરાતત્ત્વમંદિર અથવા પૌર્વાત્ય વિશ્વવિદ્યાલયની ઉત્પત્તિ પણ આમાંથી ઘણા સારા પાયા ઉપર થઇ શકશે.

ટુંક સમયમાં ગાયકવાડની ઓરિએંટલ સીરિઝની બાબતમાં પણ ઘણું સારૂં કામ થયું છે; કારણ કે સને ૧૯૨૪–૨૫ સુધીમાં ૨૯ પુસ્તકો પ્રગટ થઇ ચૂક્યાં છે, અને બીજાં પંદરેક છપાય છે. આ માળાના સંપાદન કામમાં આગળ પડતો ભાગ લેવા માટે મિ. દલાલ ધન્યવાદને પાત્ર છે; કેમકે તેમણે પોતે ૧૪ પુસ્તકો જાતે પ્રસિદ્ધ કરવા ઉપરાંત બીજાં ૨ પુસ્તકોની ઉપોદ્ઘાત અને નોંધ પણ લખ્યાં છે. ડૉ. એ. એ.

મૅકડોનલ, સર જી. એ. ગ્રીઅર્સન, અને સર વિન્સેંટ એ. સ્મિથ જેવા કેટલાક પૌર્વાત્ય વિદ્વાનોના સારા અભિપ્રાય, અને લંડન ટાઇમ્સ જેવાં જગજાહેર પત્રો તરફથી આ પુસ્તકમાળાએ ઉચ્ચ પ્રશંસા મેળવી છે. એ સિવાય બીજા પણ અસંખ્ય અભિપ્રાયો મળેલા છે.

સંસ્કૃત વિભાગ

---

# પ્રકરણ ૫મું

## સાર્વજનિક પુસ્તકાલયોની યોજના

### પ્રાથમિક શરૂઆત

સામાન્ય જ્ઞાન અને ચાલુ બનાવોની માહિતી પ્રજામાં ફેલાય એ ઉદ્દેશથી પ્રજામાં પુસ્તકપ્રચાર કરવો અને મહાલના એકાદ કસ્બામાં અજમાયશ દાખલ એક પુસ્તકાલય સ્થાપવું એવો શ્રીમંતનો વિચાર હતો; અને તેથી તે વગર વિલંબે અમલમાં મૂકવા ઇ. સ. ૧૯૦૧માં તે વખતના નામદાર દિવાન સાહેબને હજુરશ્રીની આજ્ઞા થઈ. શ્રીમંત મહારાજા સાહેબે આવો વિચાર દર્શાવ્યો: "પેટલાદ જેવા આગળ વધેલા કસ્બામાં તે પ્રયોગની શરૂઆત નહિ કરતાં પરિણામ જોવા ખાતર વીસેક ગામની વચ્ચે આવેલા કોઇ પણ સાધારણ કસ્બામાં કરવી. શરૂઆતમાં ત્યાં એક મફત પુસ્તકાલય ખોલવું; અને જ્યારે ઘણા વાચકો આ પ્રમાણે આપેલો લાભ લેવા આવવા માંડે ત્યારે ધીમે ધીમે જુજ ફી દાખલ કરવી. વળી પુસ્તકો પણ પ્રજાની સામાન્ય બુદ્ધિને ખીલવી શકે અને તેમને સંસ્કારી બનાવી શકે એવાં લોકપ્રિય અને બોધદાયક રાખવાં. અને જો આ પ્રયોગ તે સ્થળે ફતેહમંદ જણાય તો બીજા કસ્બાઓમાં પણ એ યોજના દાખલ કરવી." વડોદરા રાજ્યની પ્રજામાં સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના વિચારનું બીજ આમ રોપાયું.

આ વિચારનો ફણગો ફૂટતાં ત્રણ વર્ષ થયાં, અને આગાદ છોડ થતાં બીજાં બે વર્ષ વીતી ગયાં.

"ગામડાંના માણસોને પુસ્તકો, વર્તમાનપત્રો અને માસિકો વાંચવાની સગવડ મળે તેટલા માટે રાજ્યના દરેકેદરેક તાલુકામાં અથવા પેટામહાલમાં પુસ્તકાલયો સ્થાપવાં જોઇએ."—આ પ્રમાણે શ્રીમંત મહારાજા સાહેબે વિદ્યાધિકારી ઉપર અમેરિકાથી સને ૧૯૦૬–



સો ૧૯૧૬]

વૉકર લાયબ્રરી, અમરેલી



મને ૧૮૭૧ ]

સાર્વજનિક પુસ્તકાલય, દ્વારકા

[ રૂ. ૩,૩૦૦

માં તાર મોકલાવ્યો. આ હેતુને વગર વિલંબે અમલમાં મૂકવાની સવિસ્તર યોજના ઘડી કાઢવાનું મે. વિદ્યાધિકારીને ફરમાવવામાં આવ્યું; અને કોઈ જાતની મુશ્કેલી નડે તો અમેરિકા અને યુરોપની આવી સંસ્થાઓના પ્રત્યક્ષ અનુભવ ઉપરથી જોઇતી સૂચના આપવા શ્રીમંતે ઇચ્છા દર્શાવી. આ યોજનાને સંપૂર્ણ ફતેહ મળે તેટલા માટે જોઈતાં પુસ્તકો અને સરસામાન ખરીદવા રૂ. ૩૦,૦૦૦ ની રકમ આખા રાજ્ય માટે મંજુર કરી આપી.

સાર્વજનિક પુસ્તકાલયોની યોજના

શ્રીમંતની ઇચ્છા એવી હતી કે અમરેલી પ્રાંતના જે મહાલમાં પુસ્તકાલય બિલકુલ ન હોય તે મહાલમાં વિના વિલંબે એ યોજનાનો અમલ પ્રથમ કરવો. પુસ્તકાલયોના મકાન માટે પ્રમાણભૂત નકશા તૈયાર કરાવવાના હતા; પરંતુ શરૂઆતમાં તો પુસ્તકાલયો ભાડાના મકાનમાં જ ઉઘાડવાનાં હતાં. ખરી રીતે તો આ પુસ્તકાલયો તદ્દન મફત ઉઘાડવાનાં હતાં; પરંતુ તેના ખરચખૂટણ માટે અને પુસ્તકો ખોવાય તેની નુકસાનીને પહોંચી વળવા માટે વગેરે કારણોને લીધે માત્ર નામની ફી રાખવાને વાંધો નહોતો. આવી સંસ્થાઓમાં લોકો રસ લેતા થાય તે માટે આ યોજનાનો અમલ કરવામાં સ્થાનિક પંચાયતો અને સુધરાઈ જેવી સંસ્થાઓનો થાય તેટલો ઉપયોગ કરવાનો હતો. વિશેષ ફતેહ મળે તે માટે સરકારને ખર્ચે પ્રસિદ્ધ થયેલાં ભાષાંતરો અને બીજાં પુસ્તકો પુસ્તકાલયોને મફત પૂરાં પાડવાનું ફરમાવવામાં આવ્યું હતું; અને વડોદરેથી ફરતા પુસ્તકાલયની પેટીઓ દ્વારા વર્તમાનપત્રો તેમ જ માસિકો સદર પુસ્તકાલયોને મોકલવાની ગોઠવણ કરવામાં આવવાની હતી. જે પુસ્તકાલયો પ્રથમથી જ હયાતી ધરાવતાં હતાં તેમને પુસ્તકોનો ફેલાવો વગેરે કરવા માટે આમંત્રણ આપીને પ્રજાકીય સહકારને પણ વધાવી લેવામાં આવ્યો હતો. આપણે ઉપરના હજુર હુકમમાં સાર્વજનિક પુસ્તકાલય–પ્રવૃત્તિની સવિસ્તર યોજના અને ફરતા પુસ્તકાલયની ભાવિ યોજનાનું સૂચન જોઇ શકીએ છીએ.

## સરક્યુલેટિંગ લાયબ્રેરીઝ

શ્રીમંતના ફરમાન મુજબ પુસ્તકાલયો ઉઘાડવાની એક સવિસ્તર યોજના મે. વિદ્યાધિકારીએ આ ઉપરથી ઘડી કાઢી; અને તે યોજના નીચે જણાવેલી શરતો સાથે સને ૧૯૦૭ના માર્ચમાં

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

મંજુર કરવામાં આવી. રાજ્યની મદદથી ઉઘડતા દરેક પુસ્તકાલયને સરક્યુલેટિંગ લાયબ્રેરી કહેવી, અને તેનું નામ ગામના નામ સાથે જોડવું. ભાડાના અથવા લોકોએ મફ્ત વપરાશ માટે આપેલા મકાનમાં દરેક પુસ્તકાલય રાખવું; અને લોકોએ જ તેમાં જરૂર પડતો લાકડી સામાન પૂરો પાડવો. શાખાના શિક્ષકે તેનો વહીવટ કરવો; અને શિક્ષકે સ્થાનિક પંચાયતના પ્રમુખની સૂચના પ્રમાણે વર્તવું. પુસ્તકાલયના ફાળામાં મદદ કરવા ઈચ્છતાં પાડોશનાં ગામોને તેનો લાભ આપવો. પુસ્તકાલયનાં પુસ્તકો અને વર્તમાનપત્રોનો પુસ્તકાલયના મકાનમાં તદ્દન મફ્ત ઉપયોગ કરવા દેવો; પરંતુ તે ઘેર લઈ જવા માટે માસિક અર્ધા આનાની નામની ફી રાખવી. પુસ્તકો, વર્તમાનપત્રો વગેરેની ખરીદી તેમજ અન્ય આંતર–વ્યવસ્થા લોકોએ કરી લેવી; અને સરકારે ફક્ત શરૂઆતમાં રસ્તો બતાવવો. આ શરતોએ (૧) એક વાચનાલય માટે ફક્ત વર્તમાનપત્ર અને માસિકો ખરીદવા જેટલી વાર્ષિક રકમ લોકો એકઠી કરે તેટલી બીજી રૂ. ૨૪) સુધીની રકમ સરકારે આપવાનું; (૨) પુસ્તક ખરીદવા માટે જો લોકો રૂ. ૨૫) એકઠા કરે તો એ રકમમાં રૂ. ૭૫) ઉમેરી સરકારે રૂ. ૧૦૦)નાં પુસ્તકો દરેક નવા પુસ્તકાલયને આપવાનું; અને (૩) સરકાર ખર્ચે પ્રસિદ્ધ થયેલાં ભાષાંતરો અને અન્ય પુસ્તકોની એક એક નકલ દરેક પુસ્તકાલયને સરકારે મફ્ત આપવાનું જાહેર કર્યું.

## મિત્રમંડળ પુસ્તકાલયો

આ સ્થળે જણાવવું જોઇએ કે જ્યારે વડોદરા રાજ્યની સાર્વ-જનિક પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ કરવાનો વિચાર કેળવણી ખાતા તરફથી બરાબર પરિપક્વ થતો હતો તે વેળાએ બીજી બાજુએ એ નવા વિચારના બીજને માફક આવે એવી ભૂમિકાઓ તૈયાર કરવામાં આવતી હતી. રાજ્યમાં મફ્ત અને ફરજિયાત કેળવણી રૂપી શ્રીમંતના પ્રથમ પગલાનાં મૂળ ઉડાં ને ઉડાં જતાં હતાં. રાજ્યના કેળવણી ખાતાના કેટલાક ઉમંગી સજ્જનો કેળવણીના પ્રચાર માટેની શ્રીમંતની ઉત્કંઠા બરાબર સમજી ગયા હતા. પ્રજા-કેળવણી તરફ સહાનુભૂતિ દર્શાવનારા કેટલાક સુશિક્ષિત ગૃહસ્થો અને શિક્ષકોનાં સ્થાનિક મંડળો સ્થાપીને તેઓ જનસમાજમાં

સાર્વજનિક પુસ્તકાલયોની યોજના

જ્ઞાનનો ફેલાવો કરતા હતા. પુસ્તકાલય ઉઘાડવાના શ્રીમંતના મૂળ ઉદ્દેશને આ મંડળોએ અમુક ગામોમાં વાચનાલયો ઉઘાડીને સને ૧૯૦૬ના જુલાઈમાં અમલમાં મૂક્યો હતો. આ સ્થાનિક પુસ્તકાલયો "મિત્રમંડળ" પુસ્તકાલયોના નામથી ઓળખાતાં હતાં. આવાં પુસ્તકાલયો એકલા વડોદરા રાજ્યમાં જ નહિ, પરંતુ પાડોશના અંગ્રેજી રાજ્યના પ્રદેશમાં પણ શરૂ કરવામાં આવ્યાં હતાં. આ પુસ્તકાલયોને પરસ્પર કંઈ ખાસ સંબંધ નહોતો; પરંતુ પેટલાદની ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલના તે વખતના હેડમાસ્તર જેઓ હાલમાં વડોદરાની લાયબ્રેરીઓના આસિસ્ટંટ ક્યુરેટર છે તે શ્રીયુત મોતીભાઈ નરસિંહભાઈ અમીન, બી. એ. ની પ્રેરણા અને ઉત્સાહને લીધે જ આ બધાં પુસ્તકાલયો અસ્તિત્વમાં આવ્યા હતાં. એ ચળવળના પ્રથમ વર્ષમાં જ તેમના તરફથી એકલા વડોદરા રાજ્યમાં ૩૦ વાચનાલયો ઉઘાડવામાં આવ્યાં હતાં. સને ૧૯૦૭ના એપ્રિલમાં એટલે બીજે વર્ષે વડોદરા રાજ્યની સરક્યુલેટિંગ લાયબ્રેરીની યોજના અમલમાં મૂકવામાં આવી, ત્યારે આ મિત્રમંડળ પુસ્તકાલયો માટે શ્રીયુત મોતીભાઈ અમીને સરકાર પાસે મદદ માગી; એટલે દરેક વાચનાલયને વાર્ષિક રૂ. ૧૫) અને દરેક પુસ્તકાલયને રૂ. ૨૫)ના બદલામાં રૂ. ૧૦૦)ની કિંમતનાં પુસ્તકો સરકારે આપવાનું સ્વીકાર્યું. આ બક્ષીસથી ઉત્તેજિત થઈને મિત્રમંડળોએ પોતાનું કાર્ય વધારે ઉત્સાહ અને જોરથી આગળ ચલાવ્યું; અને તેથી વડોદરા રાજ્યમાં એકંદર ૧૦૦ વાચનગૃહો અને પુસ્તકાલયો અસ્તિત્વમાં આવ્યાં. અન્ય સંસ્થાઓને પોતાના કાર્યનો બહોળો ફેલાવો કરવામાં અને આટલા ટુંકા સમયમાં આખા રાજ્યમાં ઠેકઠેકાણે પુસ્તકાલયોની જાળ ગૂંથવામાં સરકારને આ યોજના કેટલી સહાયભૂત થઈ પડી તે આ ઉપરથી સહજ સમજાશે.

રાજ્યની યોજના પ્રમાણે રાજ્યની પ્રાંત પંચાયતો પણ સાર્વજનિક ઉપયોગી કાર્યોમાં વધારે ને વધારે ઉત્સાહ લઈને પ્રજાકેળવણીની આ યોજનાને મદદ કરશે જ એમ આશા રાખવામાં આવી હતી; અને તેટલા માટે ચારે પ્રાંતોમાંથી મળીને એકંદર વાર્ષિક રૂ. ૨૯૦૦)ની રકમ પંચાયતોએ આપવી એવો હુકમ કરવામાં આવ્યો હતો: રૂ. ૯૦૦) વડોદરા પ્રાંતે, રૂ. ૧૦૦૦) કડી પ્રાંતે, રૂ. ૭૦૦) નવસારી પ્રાંતે, અને રૂ. ૩૦૦) અમરેલી પ્રાંતે આપવા એમ ઠર્યું હતું

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ.

પુસ્તકાલયના ઉપયોગ માટે સાર્વજનિક ચોરા તથા ધર્મશાળાઓનો સવડ જે ગામોમાં થઇ શકે તેમ હોય ત્યાં તેનો ઉપયોગ પણ કરવા દેવાનો હતો.

આ પ્રમાણે સરક્યુલેટિંગ લાયબ્રેરીઓની યોજનાનો અમલ અતિ સંતોષકારક રીતે શરૂ થયો હતો. પહેલા વર્ષમાં ૧૦૦ ગ્રામ પુસ્તકાલયો સ્થપાયાં. તેમાંનાં ૭૫ મિત્રમંડળ પુસ્તકાલયો હતાં. બીજે વર્ષે પુસ્તકાલયોની સંખ્યા ૧૫૧ની થઇ; અને ત્રીજે અને ચોથે વર્ષે તે સંખ્યા અનુક્રમે ૧૯૬ અને ૨૨૩ની થઇ. આ પુસ્તકાલયો ઉપરાંત માસિકો અને વર્તમાનપત્રો માટે માત્ર વાચનગૃહો ઉઘાડવામાં આવ્યાં હતાં. એવાં વાચનગૃહોની સંખ્યા ચાર વર્ષને અંતે ૬૦ને બદલે ફક્ત ૨૦ની જ રહી; કારણ કે તેમાંનાં ઘણાં વાચનગૃહો પુસ્તકખરીદીના રૂ. ૨૬) ઉઘરાવવામાં સફળ થવાથી આખરે તેમણે વાચનાલયોને પુસ્તકાલયોના રૂપમાં ફેરવી નાખ્યા હતાં. આ બધાં પુસ્તકાલયો અને વાચનાલયો માટે સને ૧૯૦૭થી ૧૯૧૧ સુધીનાં ચાર વર્ષમાં રૂ. ૭૪,૦૯૧)નું કુલ ખર્ચ સરકારને થયું હતું. (ખરીદેલાં પુસ્તકો ઉપર મળેલી હકસાઇ અને સરકારે પ્રસિદ્ધ કરેલાં અને ભેટ આપેલાં પુસ્તકોની કિંમતનો આમાં સમાવેશ થાય છે.) આ રકમમાં પ્રાંત પંચાયતોએ રૂ. ૯,૬૪૯) આપ્યા હતા. આ રાજ્યમાં સાર્વજનિક પુસ્તકાલયના પ્રચાર માટે શરૂઆતનાં ચાર વર્ષમાં સરકાર, પ્રજા, અને પંચાયતોએ મળીને કુલ ખર્ચ રૂ. ૯૭,૮૯૦)નું કર્યું હતું.

## સાર્વજનિક પુસ્તકાલયો

' કેળવણીની આવી હિલચાલોમાં સંખ્યાવૃદ્ધિ કરતાં ચાલુ સંસ્થાઓને વિશેષ દઢ બનાવવામાં જ વિશેષ લાભ સમાયેલો છે. ચાર વર્ષમાં જે ૨૦૦ ઉપરાંત સરક્યુલેટિંગ લાયબ્રેરીઓ ઉઘડી હતી, તેમાંની મોટે ભાગે ધીમે ધીમે મરણતોલ સ્થિતિમાં આવી પડી હતી. પ્રતિ વર્ષે તે વિશેષ અને વિશેષ ચેતનવંત થવાને બદલે સાર્વજનિક ઉપયોગના દૃષ્ટિબિંદુથી જોતાં ખરી રીતે નિર્જીવ જ થઇ ગઇ હતી. આનું કારણ દૂર શોધવા જવું પડે તેમ નથી. સરક્યુલેટિંગ લાયબ્રેરીઓની યોજના પ્રમાણે તેમને હમેશને માટે એક જ વાર પુસ્તકો આપવામાં આવ્યાં હતાં પુસ્તકના જૂના સંગ્રહમાં બીજાં

સાર્વજનિક પુસ્તકાલયોની યોજના

નવાં પુસ્તકો ઉમેરવાની કે તેમને સુરક્ષિત રાખવા કબાટ વગેરેની કંઇ પણ ગોઠવણ કરવામાં આવી નહોતી. તેથી પ્રથમના સંગ્રહની નવીનતા જતી રહેતાં પુસ્તકોનો ઉપયોગ ઓછો ને ઓછો થતો ગયો. તે કયાં તો પેટીઓ કે કબાટોમાં સડવા લાગ્યાં, કે કબાટના અભાવે આમ તેમ અસ્તવ્યસ્ત પડી રહેવા લાગ્યાં. પુસ્તકાલય એ પીવાના પાણીના હોજ સમાન છે. જો તેને પ્રવાહહીન અને નિરુપયોગી ન થવા દેવું હોય તો નવાં પુસ્તકો રૂપી વહેતા ઝરાનું ચોખ્ખું વહેણ તેમાં વાળવું જોઇએ. નવાં નવાં પુસ્તકો માટે દર વર્ષે પૈસા જોઇએ. દર વર્ષે પૈસાની આવી મદદ માટે વાર્ષિક મદદમાં વધારો કરવો જોઇએ. પણ દર વર્ષે આવી મદદ માટે મૂળ યોજનામાં કોઈ પણ પ્રકારની સવડ રાખવામાં આવી નહોતી. કાર્યકર્તાઓનો ઉત્સાહ આગળ ધસ્યા જ કરતો હતો એમ લાગતુ હતું, પરંતુ જ્યાં પુસ્તકાલયના અંદાજપત્રમાં માસિક રૂપીઆ ત્રણ કે ચારમાં કામ કરનારા નોકરો રાખવાના સાંસા હતા ત્યાં સારા કેળવાયેલા પુસ્તકાધ્યક્ષના પગારની તો વાત જ શી કરવી? વળી સારા પુસ્તકાધ્યક્ષમાં પુસ્તકાલયના કાર્યનું સારૂં જ્ઞાન અને કુશળ કાર્યશકિત હોવાં જોઇએ ઉપરાંત તેમને વિદ્વાનો તરફથી સૂચનાઓ વખતોવખત મળવી જોઇએ. પુસ્તકાલય સરસ બનાવવા માટે તેની ચાલુ પદ્ધતિમાં સંપૂર્ણ પુનર્ઘટનાની ઘણી જરૂર હતી; અને એ પુનર્ઘટના અન્ય દેશોની સાર્વજનિક પુસ્તકાલય સંસ્થાઓના અટપટા કાર્યની અંગત માહિતી ધરાવનાર વ્યક્તિને હાથે જ થવાની આવશ્યકતા હતી. આથી ફરી અમેરિકાનાં સંયુકત સંસ્થાનોની પુસ્તકાલય-પ્રવૃતિમાંથી પ્રેરણા મેળવવાની જરૂર પડી.

સને ૧૯૧૦ના અમેરિકાના પોતાના બીજા પ્રવાસ દરમ્યાન તે દેશની સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રશ્નનો અભ્યાસ વધારે કાળજીથી કરવાનો પ્રસંગ શ્રીમંત મહારાજા સાહેબને પ્રાપ્ત થયો. પુસ્તકાલય-પ્રવૃત્તિની શરૂઆતથી જ જે એના ખાસ સંબંધમાં હોય અને વળી જે વડોદરે આવીને પુસ્તકાલય-પ્રવૃત્તિનું કાર્ય કરવા ખુશી હોય એવા કોઈ માણસની શોધમાં શ્રીમંત મહારાજા સાહેબ હતા. વડોદરાના સુભાગ્યે આગળ જણાવ્યું છે તેમ મિ. ડબ્લ્યુ એ. બૉર્ડન જેવા યથાયોગ્ય સજ્જન શ્રીમંતને હાથ લાગ્યા. તેમણે તે

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

કાર્યને માટે સંપૂર્ણ યોગ્યતા મેળવેલી હતી. વડોદરામાં આવ્યા પછી રાજ્યની પુસ્તકાલય-પરિસ્થિતિની તપાસ કરતાં મિ. બૉર્ડનની ખાતરી થઈ કે ખરા ઉત્સાહથી કામ શરૂ કરવામાં કોઇ જાતનો વાંધો નથી. મિ. બૉર્ડનને તપાસ કરતાં જણાયું કે કેવળ વડોદરા શહેરમાં જ પુસ્તકના સારા છ કરતાં વધારે સંગ્રહો છે. પૅલેસ લાયબ્રેરી, શ્રી સયાજી લાયબ્રેરી, બરોડા કૉલેજ લાયબ્રેરી, અને કેટલાંક ખાતાંઓની લાયબ્રેરીઓમાં મળીને ૧,૫૦,૦૦૦ પુસ્તકો હતાં. રાજ્યની સુધરાઇઓ કે પંચાયતોની મદદથી ચાલતાં રાજ્યનાં બીજાં પુસ્તકાલયોની પણ મિ બૉર્ડનને ખબર પડી. વડોદરા પ્રાંતમાં બધાં મળી ૧૪ પુસ્તકાલયો હતાં, અને તેમાં ૧૪,૧૪૦ પુસ્તકો હતાં; કડી પ્રાંતમાં ૧૧ પુસ્તકાલયો હતાં, અને તેમાં ૬,૭૭૦ પુસ્તકો હતાં; નવસારી પ્રાંતમાં ૯ પુસ્તકાલયો હતા, અને તેમાં ૧૨,૬૬૮ પુસ્તકો હતાં; અને અમરેલી પ્રાંતમાં ૬ પુસ્તકાલયોમાં મળીને ૬,૦૧૮ પુસ્તકો હતાં. આ પ્રમાણે ચારે પ્રાંતમાં ૪૦ મોટાં પુસ્તકાલયો હતાં; અને તેમાં ૪૦,૦૦૦ પુસ્તકો હતાં આ ઉપરાંત આ રાજ્યના કેળવણી ખાતાની દેખરેખ નીચે ચાલતાં બીજાં ૨૦૦ નાનાં પુસ્તકાલયો હતાં. તેમાં બધાં મળી ૨૫,૦૦૦ પુસ્તકો હતાં. આ પ્રમાણે પરિસ્થિતિ હોવાથી 'સેંટ્રલ લાયબ્રેરી ડિપાર્ટમેંટ' નામનું પુસ્તકાલયો માટે સ્વતંત્ર ખાતું સ્થાપી તેની સાથે આ બધાં પુસ્તકાલયો સંકલિત કરી લેવાનો મિ. બૉર્ડનને વિચાર થયો. આ નવીન યોજના સફળ થવા માટે સ્થાનિક પરિસ્થિતિનું અને તે જ દિશામાં થયેલા અગાઉના પ્રયોગની સંપૂર્ણ માહિતીનું જ્ઞાન આવશ્યક હતું. આપણે અગાઉ જોઇ ગયા તેમ મિત્રમંડળ પુસ્તકાલયો અને વાચનાલયો શ્રીયુત મોતીભાઈ નરસિંહભાઈ અમીનના પરિશ્રમને લીધે અસ્તિત્વમાં આવ્યાં હતાં. શ્રીમંત મહારાજા સાહેબ પોતે આ હકીકત જાણતા હોવાથી તેમની સૂચનાથી મિ. બૉર્ડનને મદદ કરવા શ્રીયુત મોતીભાઈ અમીનને વિદ્યાધિકારીએ પુસ્તકાલય ખાતામાં વડોદરા બોલાવી લીધા. આ ખાતાને નીચે પ્રમાણે કામ કરવાનું હતુઃ—

(૧) વડોદરા માટે એક સેંટ્રલ લાયબ્રેરી ઉઘાડવી,

(૨) પુસ્તકાલય-વ્યવસ્થાની કળાનું વિદ્યાર્થીઓને શિક્ષણ;

આપવા માટે એક પુસ્તકાલય-વર્ગ ઉઘાડવો; સાર્વજનિક પુસ્તકાલયોની યોજના

(૩) વર્તમાનપત્રોમાંથી નોંધ લેવા યોગ્ય હકીકતો—ખાસ કરીને તો હિંદુસ્તાનની વિવિધ પ્રજાસમૂહોની જાહેર પ્રવૃત્તિની ખબરો એકઠી કરવા માટે 'સમાચાર ખાતું' ખોલવું;

(૪) જુદા જુદા તાલુકામાંનાં પુસ્તકાલયો વ્યવસ્થિત કરવાં; અને મુખ્યત્વે કરીને પોતપોતાના ગામમાં પોતાનું સ્વતંત્ર પુસ્તકાલય ઉઘાડવાની ઇચ્છા અને વૃત્તિ લોકોમાં ઉત્પન્ન કરવાં. હયાતી ધરાવતાં પુસ્તકાલયોને વધારે દૃઢ બનાવવાં; અને જ્યાં ખરેખરી જરૂર જણાય ત્યાં નવાં પુસ્તકાલયો ઉઘાડવાં.

દસેક વર્ષમાં આ આખી યોજના સારી રીતે કામ કરતી થઇ જશે અને તે માટે ૧૮ લાખ રૂપીઆ રોકવાની જરૂર પડશે એમ ધારવામાં આવ્યું હતું. આ રકમ ખરેખર જરા મોટી છે; પરંતુ તે વડે પ્રજાનું જે બુદ્ધિચાતુર્ય ખીલશે તે ધ્યાનમાં લેતાં આવડી મોટી રકમનું રોકાણ યોગ્ય જ લેખાય.

પહેલાં ત્રણ કાર્યો વિશે આપણે અગાઉ કહી ગયા છીએ. અહીં તો હવે આપણે છેલ્લા કાર્યની જ હકીકત આપવાની રહે છે. આ કાર્યમાં નીચે બતાવેલા ચોકક્સ હેતુઓની સિદ્ધિનો સમાવેશ થાય છે.—

(૧) જ્યાં જ્યાં પુસ્તકાલયો ન હોય ત્યાં ત્યાં મફત પુસ્તકાલયોની સ્થાપના કરવી;

(૨) હયાતી ધરાવતાં પુસ્તકાલયોને ઉત્તેજન અને મદદ આપવી;

(૩) લવાજમવાળાં પુસ્તકાલયને સાર્વજનિક પુસ્તકાલયના રૂપમાં ફેરવવાં;

(૪) શાળાઓ, પુસ્તકાલયો, અને મંડળોમાં રાજ્યનાં ફરતાં પુસ્તકાલયો મોકલવાં;

(૫) ખાસ વિષયોનાં વાંચવા લાયક પુસ્તકોનો, અને ખાસ

વર્ગના માણસોને માટે પુસ્તકોની સર્વસાધારણ યાદીઓ તૈયાર કરવામાં સાહિત્યપ્રેમી પુરુષો સાથે સહકાર કરવો.

વિદ્યાધિકારીની દેખરેખ નીચેનાં જુદાં જુદાં પુસ્તકાલયોના મંત્રીઓ તરફથી મળેલા હેવાલ પરથી જણાઈ આવ્યું કે ૨૦૦ ગ્રામ-પુસ્તકાલયોમાંથી ફક્ત ૧૦૦ જ સારૂં કામ કરતાં હતાં. આ ઉપરથી ખુલ્લેખુલ્લું સાબિત થયું કે પુસ્તકાલયની યોજના કરવાના અને તેને સંગીન પાયા પર મૂકવાના લોકપ્રયત્નો પૂરેપૂરી રીતે સફળ થયા નહોતા. સરકાર અને પંચાયતોએ પ્રજા સાથે સંપૂર્ણ સહકાર કરવાની ઘણી જ જરૂર જણાઈ. તેથી સહકારનો આ સિદ્ધાંત ધ્યાનમાં રાખીને, અને જે લોકોને માટે આ પુસ્તકાલયો સ્થાપવામાં આવ્યા હતાં તેમની પરિસ્થિતિ અને જરૂરિયાતો ખાસ લક્ષમાં રાખીને પુસ્તકાલય ખાતાએ સાર્વજનિક પુસ્તકાલયોની સ્થાપના માટે કેટલાક નિયમો ઘડી કાઢ્યા. મંત્રીમંડળના તા ૨૭-મી જુન, સને ૧૯૧૧ના હુકમથી આ નિયમો મંજુર થયા. આ નિયમોનો ટુંક સાર નીચે પ્રમાણે છેઃ—

જો કોઇ ગામના લોકો સાર્વજનિક વાચનાલય વા પુસ્તકાલયના નિભાવ માટે વાર્ષિક રકમ એકઠી કરે તો તે વાચનાલય વા પુસ્તકાલયને સેંટ્રલ લાયબ્રેરી ખાતું તથા તે પ્રાંતની પંચાયત દરેક તેટલી જ (પણ રૂ. ૫૦) થી વધારે નહિ) બીજી રકમ આપે. વળી જો તેઓ રૂ. ૨૫)ની બીજી વધારાની રકમ એકઠી કરીને સેંટ્રલ લાયબ્રેરી ડિપાર્ટમેંટને મોકલી આપે તો સેંટ્રલ લાયબ્રેરી ડિપાર્ટમેંટ તેમને બદલામાં રૂ. ૧૦૦)ની કિંમતનાં ગુજરાતી ભાષાનાં ઉત્તમ પુસ્તકો ખરીદી ભેટ આપે. જો ૪,૦૦૦ ઉપરાંત માણસની વસ્તીવાળા શહેરના રહેવાસીઓ વાર્ષિક અમુક રકમ સાર્વજનિક પુસ્તકાલયના નિભાવ માટે એકઠી કરે તો સ્થાનિક સુધરાઇ અથવા પ્રાંત પંચાયત અને સેંટ્રલ લાયબ્રેરી ખાતું એ દરેક ઉઘરાવેલી રકમ જેટલી જ (પણ રૂ ૩૦૦)થી વધારે નહિ) બીજી રકમ તેને આપે. જો કોઇ પણ પ્રાંતના મુખ્ય સ્થળના લોકો અમુક રકમ એકઠી કરે તો તે પ્રાંત પુસ્તકાલયને સેંટ્રલ લાયબ્રેરી ખાતું અને પ્રાંત પંચાયત એ પ્રત્યેક રૂ. ૭૦૦) સુધીની તેટલી બીજી રકમ આપે. જો કોઇ ગામમાં, કસ્બામાં, કે પ્રાંતમાં પુસ્તકાલયનું મકાન બાંધવા માટે જોઇતી



શ્રી સયાજી પુસ્તકાલય, ડભોઇ

[ રૂ ૧૭,૦૦૦

૧૯૧૬ ]



હિરોજીરાવ ના માને સાર્વજનિક પુસ્તકાલય, નાઘોડીયા



ક્ષત્રિય મુ વડોદરા

સાર્વજનિક પુસ્તકાલયોની યોજના

રકમનો ત્રીજો ભાગ ત્યાંના વતનીઓ ભેગો કરે તો સેંટ્રલ લાયબ્રેરી ખાતું અને પ્રાંત પંચાયત બાકી રહેલી ૨ રકમ દરેક નીમે ભાગે આપે. સેંટ્રલ લાયબ્રેરી ખાતા તરફથી મોકલાતાં ફરતાં પુસ્તકાલયો મેળવવાનો હક્ક બધાં ગ્રામ, કસ્બા, કે પ્રાંત પુસ્તકાલયને રહે. ગ્રામ, કસ્બા, કે પ્રાંત પુસ્તકાલયનું લવાજમ ભરતા સઘળા સભાસદો એકઠા થઇ પોતાના સ્થાનિક પુસ્તકાલયની વ્યવસ્થા માટે ૩થી ૯ માણસોની એક સમિતિ દર વર્ષે નીમે. આ નિયમો પ્રમાણે સ્થપાયેલાં સઘળાં સરકારી મદદ મેળવતાં પુસ્તકાલયો અથવા રાજ્ય તરફથી બીજી કોઇ રીતે મદદ મેળવતાં સઘળાં પુસ્તકાલયો જ્ઞાતિ, જાતિ, અને ધર્મનો ભેદ રાખ્યા સિવાય સર્વ પ્રજા માટે મફત અને ખુલ્લાં રહે. છેવટે આ નિયમોમાં એમ જાહેર કરેલું છે કે ભણેલી અને મુખ્ય વયની વસ્તી ઉપર માથા દીઠ વાર્ષિક બે આના જેવો ખાસ નાનો કર નાખવાની દરખાસ્ત પુસ્તકાલય માટે ફંડ ઉઘરાવવાના હેતુથી જો કોઇ પ્રાંત પચાયત અથવા કોઇ સ્થાનિક મંડળ તરફથી કરવામાં આવે તો સરકાર તે સહાનુભૂતિથી ધ્યાનમાં લે.

આ પ્રમાણે શ્રીમંત મહારાજા સાહેબે સને ૧૯૧૧માં સાર્વજનિક પુસ્તકાલયની પ્રવૃત્તિની શરૂઆત વડોદરા રાજ્યમાં દાખલ કરી. જેવી રીતે કેટલાંક વર્ષો ઉપર હિંદુસ્તાનના સમકાલીન રાજનીતિજ્ઞોથી ઘણે આગળ વધીને શ્રીમંત મહારાજા સાહેબે વડોદરા રાજ્યમાં મફત ફરજિયાત કેળવણીની હિંમતથી શરૂઆત કરી હતી, તેવી જ રીતે ફરીથી એક વાર પોતાની પ્રજાના ઉન્નતિમાર્ગમાં અંતરાયરૂપ થઇ પડેલા ગાઢ અજ્ઞાનને હઠાવી જ્ઞાન મેળવવાના માર્ગ ખુલ્લા કરી આપવા શ્રીમંત મહારાજા સાહેબે આ નવીન પ્રવૃત્તિમાં પણ પહેલ કરી છે. ઓછા દૂરદર્શી રાજનીતિજ્ઞોએ આ સાહસને અકાળ અને વ્યર્થ જ ગણી કાઢ્યું હોત. પરંતુ થોડા વર્ષ પહેલાં ફરજિયાત કેળવણી માટે એમ જ કહેવામાં કયાં નહોતું આવ્યું? વળી આ પ્રયોગ કંઇ નવો નહોતો. યુરોપ અને અમેરિકાનાં ઘણાંખરાં રાજ્યોમાં આ પ્રયોગ અજમાવી જોવામાં આવ્યો હતો; અને એ પ્રયોગ રાષ્ટ્રીય બુદ્ધિચાતુર્યને ઉત્તેજિત કરવામાં અમૂલ્ય નીવડયો હતો. સાર્વજનિક

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

પુસ્તકાલય એ સાર્વત્રિક કેળવણીનું પરિણામ છે, તેમજ તે સાર્વત્રિક કેળવણીને મદદરૂપ પણ છે.

સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના મંજુર થયેલા નવા નિયમો પ્રમાણે પ્રાંત, કસ્બા, અને ગ્રામ પુસ્તકાલયયોને મદદ આપવા પ્રથમ રૂ. ૨૪,૦૦૦) મળવાનું નક્કી થયું હતું. સદર રકમની નીચે પ્રમાણે ફાળવણી કરવામાં આવી હતી: ગ્રામ-પુસ્તકાલયોને માટે રૂ. ૬,૦૦૦), કસ્બા પુસ્તકાલયો માટે રૂ. ૪,૫૦૦), ત્રણ પ્રાંત પુસ્તકાલયો માટે રૂ. ૧,૫૦૦), અને પુસ્તકાલયોનાં મકાન માટે રૂ. ૧૨,૦૦૦), અને આ શાખાના નોકરખર્ચ ખાતે આ ઉપરાંત ઇલાયદી મંજુરી મળી હતી. સરક્યુલેટિંગ લાયબ્રેરીઝ ઉઘાડવા માટે મળેલી રૂ. ૩૦,૦૦૦)ની મૂળ રકમમાંથી બચત રહેલી રૂ. ૧૫,૦૦૦)ની રકમ કેળવણી ખાતા તરફથી આ ખાતાને સોંપી દેવામાં આવી હતી. તેમાંથી રૂ. ૬,૦૦૦) ફરતાં પુસ્તકાલયો માટે, અને બાકીની રકમ દરેક નવા પુસ્તકાલય દીઠ રૂ. ૨૫) લઈ રૂ. ૧૦૦)ની કિંમતનાં પુસ્તકો પૂરાં પાડવા પાછળ ખર્ચાઇ હતી.

સને ૧૯૧૦-૧૧ના સરકારી વર્ષને અંતે જ્યારે નવીન સાર્વજનિક પુસ્તકાલયો ઉઘાડવાનું કામ કેળવણી ખાતાએ સેંટ્રલ લાયબ્રેરી ખાતાને સોંપ્યું ત્યારે ૨૨૩ ગ્રામ-પુસ્તકાલયો અને ૨૦ વાચનાલયો ચાલુ હતાં. આ ઉપરાંત લવાજમ ભરનારાઓ વડે ચાલતી ખાનગી સંસ્થાઓની માલિકીનાં ૨૪ કસ્બા પુસ્તકાલયો હતાં. તેમાંનાં ૧૯ને પોતાનાં સ્વતંત્ર મકાન હતાં. કાર્યની શરૂઆતમાં પહેલે જ વર્ષે (સને ૧૯૧૧-૧૨ માં) સેંટ્રલ લાયબ્રેરી ખાતાએ ૯ લવાજમ ભરનારાં કસ્બા પુસ્તકાલયોને મફત સાર્વજનિક પુસ્તકાલયોમાં ફેરવી નાખ્યાં. ૪૨ નવાં ગ્રામ પુસ્તકાલયો ઉઘાડયાં; અને નાણાંની મદદ કરીને ૨૨૩ ગ્રામ પુસ્તકાલયોમાં નવું ચેતન આણ્યું; અને ૬૦ નવાં વાચનાલયો ઉઘાડયાં. આ પ્રમાણે આ પહેલા વર્ષને અંતે ૨,૦૦૦થી ૪,૦૦૦ વસ્તીવાળાં આ રાજ્યમાં ૧૦૦ ગામોમાંથી ૭૧ ગામોમાં સાર્વજનિક પુસ્તકાલયો હતાં. ૧,૦૦૦થી ૨,૦૦૦ની વસ્તીવાળાં ૩૨૬ ગામડાંમાં ૧૧૯ સાર્વજનિક પુસ્તકાલયો હતાં; અને ૧,૦૦૦ કરતાં ઓછી વસ્તીવાળાં ૨,૬૩૭ નાનાં ગામડાંમાં-



ર ૧૫] ધિ જેહાંગીર બ પિટિટ નેટીવ જનરલ લાઇબ્રેરી બિલિમોરા [ ૩૦ ૧૫૦૦

આ. ફો. આ. પ્રી વ. ૫૬/૧ કેનીંગ સ્ટ્રીટ કલકત્તા

થી ૭૫ને આ લાભ મળ્યો. બીજે વર્ષે (સને ૧૯૧૨-૧૩માં) કસ્બા પુસ્તકાલયની સંખ્યા ૩૪ થઈ; ગ્રામ પુસ્તકાલયોની સંખ્યા ૩૧૦ થઈ; અને વાચનાલયોની સંખ્યા ૭૯ થઈ. ૧૯ સ્વતંત્ર મકાનવાળાં કસ્બા પુસ્તકાલયો સિવાય ૧૧ બીજાં કસ્બા પુસ્તકાલયો અને ૩ ગ્રામ-પુસ્તકાલયોને મકાન બાંધવા મદદ મળી. ૩૪ કસ્બા પુસ્તકાલયોમાં મળીને વંચાયેલા પુસ્તકોની સંખ્યા ૬૧,૮૩૮ થઈ હતી; અને ગ્રામ પુસ્તકાલયોમાંથી ૩૭,૬૯૩ પુસ્તકો વંચાયાં હતાં. આ પ્રમાણે કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોમાં બધાં મળીને ૯૯,૫૩૧ પુસ્તકો વંચાયાં. આગલે વર્ષે સરકારને પુસ્તકાલયો માટે રૂ. ૧૧,૬૫૧) નો ખર્ચ થયો હતો તે વધીને આ વર્ષે રૂ. ૪૫,૬૦૬) નો થયો.

સાર્વજનિક પુસ્તકાલયોની યોજના

વડોદરા સરકારને મિ. બૉર્ડને નિવેદિત કરેલી પુસ્તકાલયની ખીલવણીને લગતી બે અગત્યની યોજનાઓને લીધે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોના ઇતિહાસમાં આ વર્ષ કંઈક વિશેષ મહત્વનું છે.

પુસ્તકાલયો માટેની પ્રથમ વહેવારૂ યોજના અમલમાં મૂકાયા પછી તુરત જ વડોદરા રાજ્યમાં પુસ્તકાલયોની સ્થાપના સંબંધી રિપોર્ટ શ્રીમંત મહારાજા સાહેબની ખાસ ઇચ્છાથી મિ. બૉર્ડને સને ૧૯૧૧ના જુલાઈની ૨૧મી તારીખે તૈયાર કર્યો હતો. એ રિપોર્ટ ઉપરથી આમાંની પહેલી યોજના સને ૧૯૧૨ના માર્ચની ૨૫મી તારીખે રજુ થઈ હતી.

વડોદરા સેંટ્રલ લાયબ્રેરીથી માંડીને દરેક નાના ગામડા સુધીના દરેક પુસ્તકાલયની સંપૂર્ણ રચના કરવા માટે મિ. બૉર્ડને વીસ લાખ રૂપીઆની રકમ (ખરી રીતે રૂ. ૨૦,૬૦,૮૬૯)ની) દસ વર્ષમાં ખર્ચવા માટે શ્રીમંત સરકાર પાસે માગણી કરી. આ દસ વર્ષને અંતે, અને તમામ પુસ્તકાલયો સંગીન પાયા પર મૂકાઈ ગયા પછી આ યોજનાના વાર્ષિક નિભાવ માટે રૂ. ૧,૨૦,૩૦૦)ની વધારાની રકમ માગવામાં આવી. આ યોજનામાં નીચે પ્રમાણે માગણીઓ કરવામાં આવી હતી: (૧) વડોદરામાં સેંટ્રલ લાયબ્રેરીનું યોગ્ય મકાન બાંધવા માટે છ લાખ રૂપીઆ· ચાર લાખ મકાન માટે અને બે લાખ પુસ્તક મૂકવાના ઘોડા તથા અન્ય સાહિત્ય માટે;

(૨) પહેલા વર્ગનાં બાર કસ્બા પુસ્તકાલયોનો પુસ્તકસંગ્રહ સંપૂર્ણ કરવા પુસ્તકોની ભેટ આપવા માટે રૂ. ૩૬,૦૦૦), તથા સદર પુસ્તકાલયોને મકાન બાંધવામાં મદદ કરવા રૂ. ૬૩,૨૦૦), અને તેમના નિભાવ માટે વાર્ષિક મદદ આપવા રૂ. ૩,૦૦૦) (૩) નવસારી, અમરેલી, અને મહેસાણામાં ૮૦,૦૦૦ પુસ્તકો રહી શકે તેવાં સુંદર મકાનવાળાં ત્રણ પ્રાંત-પુસ્તકાલયો રચવા એક લાખની રકમ, અને તેના નિભાવ ખર્ચ માટે વાર્ષિક રૂ. ૨૦૦૦). ત્રણ વર્ષમાં વડોદરા સેંટ્રલ લાયબ્રેરીનું મકાન થયા પછી સદર યોજનાનો આ ભાગ અમલમાં મૂકવો. (૪) ૨૭ નાનાં કસ્બા પુસ્તકાલયોને આપવાનાં પુસ્તકો માટે રૂ. ૩૦,૦૦૦), નિભાવ ખર્ચ માટે વાર્ષિક રૂ. ૫,૦૦૦), (૫) ૧,૦૦૦ માણસ ઉપરાંતની વસ્તીવાળાં ૩૮૭ ગામોમાં પુસ્તકાલયો સ્થાપન કરવા માટે અને તેમને માટે નાનાં મકાનો બાંધવા તથા દરેકને આશરે ૫૦૦ પુસ્તકોનો સંગ્રહ ભેટ આપવા વગેરે ખાતે રૂ. ૨૫,૦૦,૦૦૦), જેમાંના રૂ. ૧,૮૦,૦૦૦) પુસ્તકો માટે, અને રૂ. ૭૦,૦૦૦) મકાન ફંડ ખાતે. આ ઉપરાંત રૂ. ૧૩,૦૦૦) નિભાવ ફંડ ખાતે આવ્યા હતા.

જો કે આ યોજના સામાન્ય રીતે પસંદ તો પડી; પરંતુ જે વર્ષે આ યોજના રજુ કરવામાં આવી હતી ને વર્ષે નાણાંની તાણ હોવાથી જુદી જુદી જરૂરિયાતોના પ્રમાણમાં તેના વિવિધ ભાગ પાડી નાખવામાં આવ્યા. તેથી સને ૧૯૧૨ના ઑગસ્ટ મહીનામાં ફક્ત કસ્બા પુસ્તકાલયનો જ પ્રશ્ન ધ્યાનમાં લઇ એક નવીન ઓછી ખર્ચાળ યોજના મિ. બૉર્ડને રજુ કરી. આ યોજના એકા એક રજુ કરવાનું ખાસ કારણ એ હતું કે જો કસ્બા પુસ્તકાલયની ખીલવણી થોડા જ વખત ઉપર પસાર થયેલા સાર્વજનિક પુસ્તકાલય સ્થાપવાના નિયમો અનુસાર સ્વભાવિક રીતે જ થવા દેવામાં આવે તો કાળક્રમે બધા કસ્બામાં પુસ્તકાલય અને પુસ્તકાલયોનાં મકાનો તૈયાર તો થઇ જાય, પરંતુ તેમાં ઘણો વખત લાગે, અને કેટલાંક પુસ્તકાલયો માટે તો અતિશય લાંબો સમય થઇ જાય. ઇચ્છા એવી હતી કે આ નિયમોની નૈસર્ગિક અસર ઝડપથી થાય અને કાળક્રમે જે સ્થિતિ પર તેઓ આખરે પહોંચી શકે તે સ્થિતિમાં અત્યારથી જ તેઓ મૂકાય એટલે ભવિષ્યના જમાનાને જે ફાયદો



સને ૧૯૧૩ ] પારેખ વલ્લભરામ હેમચંદ પુસ્તકાલય, વીસનગર. [ રૂ. ૯,૦૪૬

સાર્વજનિક પુસ્તકાલયોની યોજના

મળવાનો હોય તે જ લાભ ચાલુ જમાનાને મળે. આ ઉપરાંત વળી જો ઘણુખરા કસ્બાના વતનીઓ તેમ જ પચાયતો મકાનો માટેનો તેમનો હિસ્સો એકદમ આપી દે તો તેમની મદદ આપવાની શક્તિ શરૂઆતમાં જ લગભગ શાંત પડી જાય, તેથી તેમને માટે જરૂરનાં પુસ્તકો ખરીદ કરી ભેટ આપવાનું સરકારે માથે લેવુ એવી સલાહ આપવામાં આવી હતી. દરેક પ્રાંતના કસ્બા પુસ્તકાલયોની જુદી જુદી જરૂરિયાતો કાળજીપૂર્વક ધ્યાનમાં લેતાં મકાનો અને પુસ્તકો માટે રૂ. ૧,૩૯,૩૪૬)ની જરૂર છે એમ જણાયું. આ રકમમાંથી ચાર વર્ષના સામટા સરકારના હિસ્સા તરીકે રૂ. ૭૭,૮૭૦)ની મોટી રકમ એટલે દર વર્ષે રૂ. ૧૯,૪૬૭)ની રકમ નક્કી કરવામાં આવી હતી. પુસ્તક–ખરીદીનો ખર્ચ બધો અથવા થોડે અંશે સરકારે માથે લેવો; અને તેને માટે રૂ. ૪૯,૬૬૬–૧૦–૮–ની રકમ સરકારે જુદી કાઢવી. એ ઉપરાંત વાર્ષિક નિભાવ ખર્ચ ખાતે પણ સરકારનો હિસ્સો રૂ. ૧૦,૭૦૦)નો આવે સરકારે આ આખી યોજના સ્વીકારી એટલે પહેલા વર્ષ માટે પુસ્તકો અને મકાનો માટે રૂ. ૨૦,૦૦૦) ની મંજુરી આપી; અને પછીનાં વર્ષો માટે દર વર્ષના અંદાજ–પત્રમાં તેટલી જ રકમ દાખલ કરવા દેવાનું મંજુર કરવામાં આવ્યું. આ સંબંધમાં રાજ્યને ખાસ મગરૂર થવા જેવી હકીકત એ છે કે ચારે પ્રાંત પંચાયતોને પણ આ યોજના બહુ જ પસંદ પડી, અને તેમણે પોતપોતાનો દાવો ખુશીથી આપવાનું સ્વીકાર્યું. પરિણામે આ યોજના એટલી ઝડપથી આગળ વધી કે સને ૧૯૧૨–૧૩માં ૨૫ નવાં પુસ્તકાલયો ઉઘડ્યાથી કુલ સંખ્યા ૩૪ની થઈ; અને તેમાંનાં ૧૧ પુસ્તકાલયોએ મકાન માટે પણ માગણી રજુ કરી સને ૧૯૧૬–૧૭માં એટલે પાંચમા વર્ષની આખરે તમામ બેતાળીસે પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોમાં પુસ્તકોનો સારો જથ્થો એકઠો થવા ઉપરાંત પુસ્તકો રાખવા પોતાનાં સ્વતંત્ર મકાનો પણ તેમને મળી ગયાં. આ છ વર્ષમાં ગ્રામ પુસ્તકાલયોની પ્રગતિ પણ સંતોષકારક થઈ, કેમ કે તેમની સંખ્યા ૩૨૫થી વધીને ૪૯૪ની થઈ વળી ૩૫ ગ્રામ–પુસ્તકાલયોને પણ પોતાનાં સ્વતંત્ર મકાન થયાં જ્યારે સને ૧૯૧૨–૧૩માં તો ફક્ત ૩ પુસ્તકાલયોને પોતાનાં મકાન હતાં

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ

સને ૧૯૧૭–૧૮ને અંતે તમામ કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોમાં પુસ્તકોની સંખ્યા કુલ ૨,૪૪,૪૮૩ હતી; અને ૨,૧૪,૪૬૯ પુસ્તકો વંચાયાં હતાં. આ ૪૨ કસ્બા અને ૪૯૪ ગ્રામ પુસ્તકાલયો ઉપરાંત સને ૧૯૧૭–૧૮માં ૬૬ વાચનાલયો હતાં. ફક્ત મકાનો જ તૈયાર કરાવવામાં સરકારને રૂ. ૯૧, ૭૬૪) નું ખર્ચ થયું હતું; જેમાંના રૂ. ૬૮, ૧૮૨)નો કસ્બા પુસ્તકાલયોનાં મકાન પાછળ, અને રૂ. ૨૩,૫૮૨)નો ગ્રામ–પુસ્તકાયોના મકાનો ખાતે ખર્ચ થયો હતો. ગ્રામ–પુસ્તકાલયોને પુસ્તકોની ખાસ બક્ષીસ ખાતે સરકારે લગભગ રૂ. ૨૦,૦૦૦) વાપર્યાં હતા.

આ પ્રમાણે સને ૧૯૧૮ના જુલાઇને અંતે વડોદરા શહેરની બહાર વડોદરા રાજ્યમાંની પુસ્તકાલયની પ્રવૃત્તિનો ટુંક સાર નીચે પ્રમાણે છે;—

૧. વડોદરા રાજ્યનાં ૪,૦૭,૯૫૮ માણસોની વસ્તીવાળા નાના મોટા મળી કુલ ૪૨ કસ્બાઓમાં સારાં મકાનોવાળાં અને પૂરતા પુસ્તકસંગ્રહવાળાં સાર્વજનિક પુસ્તકાલયો છે.

૨. ૧૭,૨૪,૧૭૫ની કુલ ગામવસ્તીમાંથી ૭,૦૪,૯૬૫ (લગભગ ૪૧ ટકા)ની વસ્તીને ૫૬૦ નાનાં પુસ્તકાલયો અને વાચનાલયો તરફથી વાચનસાહિત્ય પૂરું પાડવામાં આવે છે.

૩. ૮,૧૮૨માંથી ચોરસ–માઇલના આ રાજ્યના ક્ષેત્રફળમાંથી ૮,૧૭૩ ચોરસ–માઇલમાં ( વડોદરા શહેર અને કૅમ્પના ૯ ચોરસ–માઇલ બાદ કરતાં ) ૬૦૨ પુસ્તકાલયો અને વાચનાલયોની સગવડ છે. એટલે કે રાજ્યમાં દર ૧૩$\frac{1}{2}$ ચોરસ–માઇલે એક પુસ્તકાલય કે વાચનાલય છે.

ગ્રામ–પુસ્તકાલયો પાસે રૂ. ૧૫૦) કરતાં વધારે રકમ વરસે દહાડે ખર્ચવાની હોતી નથી; તેમ છતાં ત્યાંની સમિતિઓ તેમનું બજેટ કેવી રીતે નક્કી કરે છે તે જોવા જેવું છે. નીચે એક પ્રાંત, એક કસ્બા, અને બે ગ્રામ પુસ્તકાલયોની વિગત આપીએ છીએઃ—




સને ૧૯૧૭ ]   શ્રી સયાજી વૈભવ પુસ્તકાલય, નવસારી   [ રૂ ૩૦,૦૦૦

| ખર્ચ ૧૯૨૪–૨૫ | *અમરેલી પ્રાંત પુસ્તકાલય | *વસો કસ્બા પુસ્તકાલય | *વેસ્મા ગામ પુસ્તકાલય | +રસુલા-બાદ ગામ પુસ્તકાલય |
|---|---|---|---|---|
| | રૂપીઆ | રૂપીઆ | રૂપીઆ | રૂપીઆ |
| સામયિકો | ૪૬૩ | ૨૨૦ | ૭૪ | ૪૮ |
| પુસ્તકો | ૨૫૫ | ૨૦૫ | ૨૫ | ૬૭ |
| પુસ્તક બંધામણી | ૬૦ | ૪૪ | ૧૦ | ... |
| લાકડી સામાન | ૧૩૮ | ૧૪ | ... | ૩૦ |
| દુરસ્તી કામ | ૧૫ | ૪૯ | ... | ... |
| ભાડું | ... | ... | ... | વગર ભાડે |
| પગાર | ૪૨૭ | ૨૫૯ | ૩૬ | ... |
| પરચુરણ | ૧૬૫ | ૬૯ | ૫ | ૫ |
| કુલ | ૧,૫૨૩ | ૯૦૦ | ૧૫૦ | ૧૫૦ |
| આંકડા | | | | |
| સ્થાપનાનું વર્ષ | ૧૮૭૩ | ૧૮૮૦ | ૧૯૧૨ | ૧૯૧૭ |
| વસ્તી | ૧૭,૭૯૨ | ૫,૯૮૬ | ૩,૩૧૩ | ૫૭૨ |
| સભ્યો | ૩૧ (આજીવન સભ્ય) | ૧૬૧ | ૧૭ | ૨૨ |
| વાચકો | ૪૬૪ | ૬૨૩ | ૧૩૭ | ૯૩ |
| આવતાં સામયિકો | ૪૧ (+૧૫ મફત) | ૨૯ | ૧૫ | ૧૩ |
| પુસ્તક (ખરીદેલાં) | ૯૩ | ૨૧૩ | ૧૧૭ | ૩૦ |
| ,, (ભેટ) | ૧૭૦ | ૩૩ | ૭૨ | ૧૦ |
| પુસ્તકની સંખ્યા | ૯,૯૫૭ | ૭,૧૮૩ | ૧૫૫ | ૩૪૧ |
| વંચાયલાં પુસ્તકો | ૯,૭૭૩ | ૫,૭૧૩ | ૭૧૬ | ૩૧૦ |
| પુસ્તકાલય ઉઘાડ્યાના કલાક | ૧૦¾ કલાક | ૧½ કલાક | ૪ કલાક | ૫ કલાક |
| ચોપડીઓ આપ્યાના કલાક | ૫½ કલાક | ૨ કલાક | ૪ કલાક | ૫ કલાક |
| મકાનની કિંમત (રૂપીઆ) | ૧૮,૦૦૦ | ૧૫,૯૮૫ | ૩,૬૭૫ | ... |
| કુલ સ્થાયી ફંડ (રૂપીઆ) | ૨,૭૭૫ | ૬૪૧ | ૫,૩૫૬ | ૨૪૦ |

*મકાનવાળાં પુસ્તકાલયો

+વગર ભાડાનું પુસ્તકાલય

રસુલાબાદ ગ્રામ પુસ્તકાલય ધર્મશાળામાં રાખેલું છે. બીજાં ત્રણેને પોતાનાં મકાન છે. વસો પુસ્તકાલયના મકાનનો ભોંયતળી આનો ભાગ ભાડે આપવાથી એને તો વળી થોડી આવક પણ મકાનમાંથી થાય છે. ગ્રામપુસ્તકાલયો વર્તમાનપત્રો મંગાવવામાં વધારે પૈસા ખરચે છે. પુસ્તકાલયનું આકર્ષણ જ વર્તમાનપત્રોને લીધે ત્યાં હોય છે. તદ્દન નાનાં પુસ્તકાલયો તો લગભગ વાચનાલયો જ છે; તેમાં પુસ્તકો બહુ જ થોડાં હોય છે. ગ્રામપુસ્તકાલયોને નોકરચાકરનું ખર્ચ નથી થતું. ત્યાંના લોકોમાંથી રાજીખુશીથી કામ કરનાર મળી રહે છે; વા શાળાના શિક્ષકોને તે કામ સોંપવામાં આવે છે.

કેટલાંક ગામોમાં સારા વખતમાં પણ પુસ્તકાલય માટે પૈસા ભેગા કરવા એ બહુ મુશ્કેલ છે. સારાં ગામોમાં લગ્ન પ્રસંગે મરજીઆત કર લેવામાં આવે છે. લગ્ન જેવા પ્રસંગે બેપાંચ રૂપીઆ આપવા કોઈને આકરા પડતા નથી. કેટલાંક મકાનવાળાં પુસ્તકાલયો ભોંયતળીયાં ભાડે આપીને પૈસા મેળવે છે. આ બધા ઉપરાંત પૈસા મેળવવાની સામાન્ય પ્રચલિત પદ્ધતિ તો મુખ્ય મુખ્ય માણસોને સભાસદો બનાવી એમની પાસેથી વાર્ષિક કે પછી એકી સાથે અમુક રૂપીઆ લેવામાં આવે છે તે છે.

પુસ્તકાલયોની વ્યવસ્થા પુસ્તકાલયના સ્થાનિક સભાસદોમાંથી ચુટેલા સભ્યોની સમિતિ કરે છે. ખાતા તરફથી તેમને માટે 'સાહિત્ય' માસિક દ્વારા હુકમો અને સૂચનાઓ પ્રસિદ્ધ કરવામાં આવે છે. ક્યાં પુસ્તકો ખરીદવા જેવાં છે તેની યાદીઓ પણ વારે વારે તેમાં છપાવવામાં આવે છે. પુસ્તકાલયો તપાસવા ખાતા તરફથી નિરીક્ષકો પણ જાય છે. વળી પુસ્તકાલયોના મંત્રીઓને ખાતાના સંબંધમાં રહેવાની અનુકૂળતાઓ કરી આપવામાં આવે છે.

આ ઉપરાંત ખાતા તરફથી તાલુકા પુસ્તકાલય મંડળો સ્થાપવાની અને પુસ્તકાલયોના મંત્રીઓ અને પુસ્તકાધ્યક્ષની સભાઓ બોલાવવાની વ્યવસ્થા કરવામાં પણ આવે છે. પેટલાદ, અને વાઘોડીઆ તાલુકામાં આવાં તાલુકામંડળો છે. આ. ક્યુરેટરે કસ્બા પુસ્તકાલયોના મંત્રીઓ અને પુસ્તકાધ્યક્ષોની સભા સને ૧૯૨૨-૨૩માં પેટલાદ,

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

જયસિંહરાવ પુસ્તકાલય, નવસારીનું રાણા પુસ્તકાલય, પેટલાદનું ગટ્ટુલાલજી પુસ્તકાલય, અને પાટણનું હેમાચાર્ય જૈન પુસ્તકાલય ખાસ મહત્વનાં છે.

વળી અમરેલીમાં એક સ્વતંત્ર પુસ્તકાલય ફક્ત સ્ત્રીઓ માટે જ, અને વસોમાં એક સ્વતંત્ર પુસ્તકાલય ફક્ત બાળકો માટે જ છે.

---






સામયિકોનું પ્રથમ પ્રદર્શન ( ૧૯૧૬ )

# પ્રકરણ ૬ઠ્ઠું

## ફરતાં પુસ્તકાલયો

સને ૧૯૧૧ના મે માસમાં જ્યારે સાર્વજનિક પુસ્તકાલયના નિયમો સરકારની મંજુરી માટે મોકલવામાં આવ્યા ત્યારે સાથે સાથે જ ગ્રામ અને કસ્બા પુસ્તકો, શાળાઓ, મંડળો વગેરેમાં ફરતાં પુસ્તકાલયો મોકલવાની દરખાસ્ત પણ સાદર કરવામાં આવી હતી. પુસ્તકાલયની આ પ્રવૃત્તિ એકદમ શરૂ કરવામાં એ હેતુ હતો કે પુસ્તકાલયોના નિયમો પ્રમાણે સ્વાભાવિક રીતે મોટાં ગામોમાં પણ સાર્વજનિક પુસ્તકાલય સ્થાપવાને કેટલાંક વર્ષો લાગે અને નાનાં ગામોને તો આવાં પુસ્તકાલય મેળવતાં વર્ષોનાં વર્ષો વીતી જાય. વડોદરા રાજ્યમાં ૧,૦૦૦ ને ૪,૦૦૦ વચ્ચેની વસ્તીવાળાં ૪૨૬ મોટાં ગામો છે; અને ૧,૦૦૦ કરતાં ઓછી વસ્તીવાળાં ૨,૬૨૮ નાનાં ગામો છે. તેથી આવાં નાનાં અને એકલવાયાં સ્થળોએ પહોંચી જઈ સાર્વજનિક પુસ્તકાલયની યોજનાનો ત્યાંના લોકોને લાભ આપવાની ખાસ જરૂર હતી. આવાં દૂરનાં સ્થળોએ પુસ્તકાલયની જરૂરિયાત પૂરી પાડવા માટે ફરતા પુસ્તકાલયની યોજના ઘણી ઝડપવાળી, સરળ, અને સોંઘી જણાઈ છે. એ ઉપરાંત વાચન પ્રત્યે અભિરૂચિ પ્રગટાવવાનું તથા છેવટે નાના જનસમૂહોમાં પુસ્તકાલય મેળવવાની ઈચ્છા ઉત્પન્ન કરવાનું આ સબળ સાધન છે.

પહેલે વર્ષે કેવળ ગુજરાતી ભાષાનાં તથા હાઈસ્કૂલના વિદ્યાર્થીઓને ઉપયોગમાં આવે તેવાં થોડાં અંગ્રેજી પુસ્તકોનાં કુલ ૧૫૦ ફરતાં પુસ્તકાલયો તૈયાર કરવા માટે રૂ. ૬,૦૦૦)ની મંજુરી મેળવવામાં આવી હતી, અને તેમાંથી લાકડાની ૮૩ નાની પેટીઓ તૈયાર કરાવવામાં આવી હતી; પણ આ પેટીઓ બહારગામ મોકલવાનું કાર્ય ખરેખરી રીતે તો સને ૧૯૧૨ના ફેબ્રુઆરીમાં શરૂ કરવામાં આવ્યું હતું.

સને ૧૯૧૧-૧૨માં પાંચ માસ દરમ્યાન ૪૯ સ્થળોએ મળીને કુલ ૯૦ પેટીઓ મોકલવામાં આવી હતી; અને તેથી ૨,૫૭૪

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

વાચકોમાં ૬,૯૯૨ પુસ્તકો વંચાયાં હતાં. પેટીઓમાં મોકલવા માટેનાં પુસ્તકોની સંખ્યા પ્રથમ વર્ષે ફક્ત ૨,૪૦૦ની હતી. યોજનાનો પ્રથમ વર્ષનો અનુભવ ઉત્સાહવર્ધક હતો; તેથી પછીનાં વર્ષોમાં વધારે પેટીઓ તૈયાર કરાવવામાં આવી; અને પુસ્તકસંગ્રહ પણ વધારવામાં આવ્યો.

આ ખાતાએ બનાવેલી ફરતાં પુસ્તકાલયની પેટીઓ જુદાં જુદાં ત્રણ કદની છે. મોટામાં મોટા કદની પેટી બેવડી હોય છે. તેની લંબાઇ ૧૮⅛ ઇચ, પહોળાઇ ૧૪ ઇચ, અને ઉંચાઈ ૧૨½ ઇચ હોય છે. તેમાં બે ખાનાં હોય છે; અને તેને પાછલી બાજુએ મજાગરાથી જોડેલાં હોય છે; તેથી આ પેટી ઉઘાડીએ એટલે તે ચોપડીઓ રાખવાનું ૨૮ ઇચ લાંબુ, અને ૯⅛ ઇચ પહોળું બે વિભાગવાળું નાનું કબાટ થઈ રહે છે. વચલા કદની એકવડી પેટી ૧૬⅜ ઇચ લાંબી, ૧૦ ઇચ પહોળી, અને ૧૩½ ઇચ ઉંચી હોય છે. નાના કદની એટલે એકવડી પેટી ૧૩⅛ ઇચ લાંબી, ૯½ ઇચ પહોળી, અને ૧૨½ ઇચ ઉંચી હોય છે. તે આગળથી બે બારણાવાળા નાના કબાટ જેવી દેખાય છે. આ ત્રણે પ્રકારની પેટીઓમાં અંદરની બાજુએ ઉપર પત્રકો વગેરે મૂકવાનું એક ખાનું હોય છે. મોટી પેટીમાં ૩૦, વચલી પેટીમાં ૨૦, અને નાની પેટીમાં ૧૫ પુસ્તકો સામાન્ય રીતે રહી શકે છે.

*ત્રણે કદની આ પેટીઓની વિગતવાર માહિતી નીચે પ્રમાણેઃ—*

| કદ | માપ | | | ચોપડાઓ ભરેલી હોય ત્યારનું વજન | * પુસ્તકો કેટલાં રહી શકે ? | કિંમત |
|---|---|---|---|---|---|---|
| | લંબાઇ | ઉંડાઇ | ઉંચાઇ | | | |
| ૧. | ૧૩⅛" | ૯½" | ૧૨½" | ૧૭ પૌંડ | ૧૫ | રૂ. ૯-૦-૦ |
| ૨. | ૧૬⅜" | ૧૦" | ૧૩½" | ૧૩ " | ૨૦ | " ૧૦-૦-૦ |
| ૩. | ૧૮⅛" | ૧૪" | ૧૨½" | ૧૭ " | ૩૦ | " ૧૮-૯-૦ |
| બેવડી વળાય તેવી | | | | | | |

* ક્રાઉન ૮ પેજી ( ૭½" × ૫" )





શ્રી સયાજી ગોલ્ડન જ્યુબિલી પુસ્તકાલય, વિજાપુર.

આ ફરતું પુસ્તકાલય કોઈ પણ ગામમાં કે કસ્બામાં મોકલવામાં આવે છે; અને તે ત્યાંની શાળાના મુખ્ય શિક્ષક, સ્થાનિક સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી, કે કોઈ સંભાવિત ગૃહસ્થના હવાલામાં ત્રણ મહીના સુધી રહેવા દેવામાં આવે છે. જે માણસને આ પુસ્તકાલય સોંપવામાં આવ્યું હોય તે માણસે દરરોજ નિદાન એક કલાક અથવા દર ત્રીજે દિવસે બે કલાક પુસ્તક આપવાનું કામ કરવું જોઇએ. એકી વખતે એક પુસ્તક આપી શકાય છે; અને તે દસ દિવસ સુધી રાખી શકાય છે; બીજા કોઇની માગણી ન હોય તો જરૂર લાગ્યે તે પુસ્તક વધારે વખત પણ રાખવા દેવામાં આવે છે. ફરતા પુસ્તકાલયનો હવાલો લેનારે ફરતું પુસ્તકાલય મળ્યા પછી તે વિશે છાપેલી જાહેરખબર સાર્વજનિક સ્થળે ચોંટાડવી જોઇએ; અને તેની કેટલીક નકલો સ્થાનિક ભણેલા માણસોમાં પણ વહેંચવી જોઇએ. ઉપરાંત તેણે માસિક ટુંકે હેવાલ દર માસ આખરે સેંટ્રલ લાયબ્રેરી ખાતાની ફરતા પુસ્તકાલય શાખા તરફ મોકલવો જોઇએ. ફરતા પુસ્તકાલયનું કામ કરનાર ગૃહસ્થના ઉપયોગ માટે દરેક ફરતા પુસ્તકાલયમાં નીચે પ્રમાણે સાત વસ્તુઓ રાખવામાં આવે છે: (૧) પુસ્તકો આપલે કરતી વખતે નોંધવાની ચોપડી, (૨) સૂચના પોથી, (૩) માસિક હેવાલ મોકલવાનાં બે કાર્ડ, (૪) પાંચ છાપેલી જાહેરખબરો, (૫) હવાલો લેનાર માટે છાપેલી સૂચનાઓ, (૬) ફરતા પુસ્તકાલયના નિયમો, અને (૭) પેટી પરત મોકલતી વખતે હકીકત ભરી મોકલવાની યાદીનો નમુનો. ફરતા પુસ્તકાલયનો હેતુ પુસ્તકાલયનો ઉપયોગ વધારવાનો હોવાથી પુસ્તક વાંચવા આપવાની શરતો ઘણી સરળ હોય છે. હવાલો લેનાર ઓળખતો હોય તેવા કોઇ પણ માણસને, આબરૂદાર માણસની જામીનગીરી લાવે તેને, અથવા પુસ્તકની કિંમત અનામત મૂકે તેને પુસ્તકો ઘેર વાંચવા આપવામાં આવે છે. ફરતા પુસ્તકાલયની પેટી ત્રણ મહીના પછી પુસ્તકો તપાસી લેવા, મરામત કરાવવા, વંચાયેલાં પુસ્તકોની નોંધ લેવા વગેરે કાર્ય માટે બારોબાર વડોદરે પાછી મોકલવાની હોય છે; કારણ પેટીઓ લાવવા લઇ જવાનો ખર્ચ બચાવવા પેટી એક ગામથી બારોબાર બીજે ગામ મોકલાય છે ત્યારે પુસ્તકો ખોવાઇ જાય છે અને ફાટી જાય છે, અને તેની જોખમદારી કોઇને માથે રહેતી નથી. આ ફરતાં પુસ્ત-

ફરતાં પુસ્તકાલયો

કાલયો તદ્દન મફત મોકલવામાં આવે છેઃ એનું લાવવા લઈ જવાનુ બંને વખતનું રેલવે ભાડું પણ સરકાર જ આપે છે.

આ ફરતાં પુસ્તકાલયોમાં બે જાતના સંગ્રહો હોય છેઃ એક ખાસ ઉદ્દેશથી ગોઠવેલો નિયત સંગ્રહ, અને બીજો સામાન્ય સંગ્રહ- ખાસ ઉદ્દેશથી ગોઠવેલાં ફરતાં પુસ્તકાલયમાંનાં પુસ્તકો એક પેટીમાંથી બીજી પેટીમાં અદલબદલ થઈ શકતાં નથી. પરંતુ સામાન્ય સંગ્રહ વાળા પુસ્તકાલયમાં વાચકવર્ગની પસંદગી પ્રમાણે નવાં પુસ્તકો દરેક વખતે મૂકવામાં આવે છે. ફરતું પુસ્તકાલય એ નાનકડું સાર્વજનિક પુસ્તકાલય હોવાથી જે લોકો પાસે પુસ્તકો ન હોય તેમની પાસે ખાસ કરીને સારામાં સારાં પુસ્તકો લઈ જવાનું સાર્વજનિક પુસ્તકાલયનું મુખ્ય કાર્ય તેને કરવાનું હોય છે. એટલે વાચકો વિદ્યાર્થી તરીકે નહિ પરંતુ સામાન્ય વાચકો તરીકે વાંચવાને લલચાય તે માટે ફરતા પુસ્તકાલયે બીનકેળવાયેલા સામાન્ય વાચક તરફ પ્રથમ ધ્યાન આપવાનું છે. આવા વાચકોને મોટે ભાગે પુસ્તકોની સ્વતંત્ર રીતે પસંદગી કરવાનું આવડતું જ નથી હોતું; તેથી વાચન થોડું હોય તેવાં સ્થળોએ સારૂં સાહિત્ય પૂરૂં પાડવામાં નિયત સંગ્રહની પેટીઓ વધારે વપરાય છે. અને સામાન્ય સંગ્રહનો મૂળ ઉદ્દેશ તો વિધવિધ પ્રકારના બુદ્ધિમાન વાચકોની બદલાતી જરૂરિયાતો પૂરી પાડવાનો હોવાથી સ્વાભાવિક રીતે જ આવાં પુસ્તકાલયોની વિશેષ માગણી થતી નથી. મુખ્યત્વે કરીને આવાં પુસ્તકોની લોકપ્રિયતા નિયત કરેલાં પુસ્તકો ઉપર રહે છે; કારણ આટલાં થોડાં પુસ્તકોમાં ગંભીર સાહિત્યનાં પુસ્તકોની સંખ્યા વિશેષ હોય તો તેમને વાંચવાનાં પુસ્તકો બહુ જ થોડાં બાકી રહે; આથી કરીને આવા વાચકોને ગમે અને સમજાય એવાં જ પુસ્તકોની પસંદગી કરવામાં આવે છે. એટલા માટે અન્ય વિષયનાં ખાસ કાળજીપૂર્વક પસંદ કરેલાં પુસ્તકો કરતાં સારી નવલકથાઓનું પ્રમાણ હંમેશ વધારે રાખવામાં આવે છે. નિયત સંગ્રહોમાં સ્ત્રીઓ, બાળકો, વિદ્યાર્થીઓ, શિક્ષકો, ખેડુતો, અને કારીગરો ઉપરાંત ઉર્દૂ, હિંદી, અને મરાઠી સાહિત્યના વાચકો માટે પણ ખાસ પુસ્તકસંગ્રહો ગોઠવેલા હોય છે. નિયત સંગ્રહો અંગ્રેજી તેમ જ દેશી ભાષાના વાચકોના અમુક વર્ગનાં હિત તથા જ્ઞાન

કાળજીપૂર્વક ધ્યાનમાં લેઈને જ ગોઠવવામાં આવે છે. આ પ્રમાણે નિયત સંગ્રહનાં પુસ્તકાલયોમાં ૧૧૮ પ્રકારનાં ૨૭૩ દેશી ભાષાનાં પુસ્તકાલયો છે, એમાં પુસ્તકોની સંખ્યા ૫,૨૮૮ છે. તે જ પ્રમાણે અંગ્રેજી ભાષાનાં ૪૫ પ્રકારનાં ૪૫ ફરતાં પુસ્તકાલયો છે, એમાં પુસ્તકોની સંખ્યા ૮૧૦ છે. આ પ્રમાણે નાનીમોટી વયનાં બાળકો, ગુજરાતી અને અંગ્રેજી શાળાના જુદી જુદી કક્ષાના વિદ્યાર્થીઓ, બાળશિક્ષણ અને શિક્ષણશાસ્ત્રના અભ્યાસી શિક્ષકો, ધર્મ અને જીવનચરિત્રમાં રસ લેતા વાચકો વગેરે માટે ખાસ સંગ્રહવાળી ફરતા પુસ્તકાલયની પેટીઓ તૈયાર કરવામાં આવી છે. ફરતાં પુસ્તકાલયો

ફરતા પુસ્તકાલયમાં પુસ્તકો ઉપરાંત કોઈ વખત ઘરમાં રમી શકાય તેવી રમતોનાં સાહિત્યો, તેમ જ સ્ટીરીઓસ્કોપ અને એના દેખાવોનાં પાનાં (સ્ટીરીઓગ્રાફ્સ) પણ મોકલવામાં આવે છે. સ્ટીરીઓસ્કોપ દ્વારા દુનિયાના સઘળા દેશોના ભાત ભાતના સુંદર દેખાવો અને ત્યાંના લોકોનાં જીવનનાં દૃશ્યો દેખાડી શકાય છે.

ફરતા પુસ્તકાલયની યોજના શરૂ થયા પછી ગયાં ચૌદ વર્ષમાં તેની પ્રગતિ ઘણી ઝડપથી થઈ છે. શરૂઆતમાં ૮૩ પેટીઓ અને ૨,૪૭૦ પુસ્તકો હતાં તે વધીને સને ૧૯૨૪–૨૫માં આ શાખામાં ૪૧૩ પેટીઓ અને ૧૮,૬૩૩ પુસ્તકો થયાં. પુસ્તકોની ઉપલી સંખ્યામાં ૧૫,૦૦૦ ગુજરાતી, ૨,૧૩૩ અંગ્રેજી, ૧,૩૨૨ મરાઠી, અને ૧૭૮ ઉર્દુ હતાં. પુસ્તકપ્રચાર પણ બહુ જ થયો છે. સને ૧૯૧૪–૧૫ની સાલ અત્યાર સુધીમાં ખાસ યાદગાર નીવડી છે. પહેલાં ચાર વર્ષોમાં એટલે સને ૧૯૧૧–૧૨થી સને ૧૯૧૫–૧૬ સુધીમાં વંચાયેલાં પુસ્તકોની સંખ્યા વાર્ષિક ૬,૯૯૨થી વધીને ૧૫,૩૦૫ની થઈ હતી, અને વાચકોની સંખ્યા ૨,૫૭૪ થી વધીને ૭,૫૫૬ ની થઈ હતી. સને ૧૯૨૪–૨૫માં વંચાયેલાં પુસ્તકોની સંખ્યા ૧૩,૩૯૬ હતી, અને વાચકોની સંખ્યા ૫,૭૧૫ હતી. છેલ્લાં ત્રણ વર્ષ જુદા જુદા પુસ્તકસંગ્રહોની છાપેલી યાદીઓ તૈયાર કરવામાં–અને ફરતા પુસ્તકાલયની યોજનાની પુનર્વ્યવસ્થા કરવામાં ગાળવાં પડ્યાં, તેથી એ અરસામાં મોટી સંખ્યામાં પુસ્તકાલયની પેટીઓ એક સરખી રીતે મોકલવાનું

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

કામ થઇ શક્યું નથી. ઘણીખરી પેટીઓ બહારથી પાછી મંગાવવામાં આવી; અને ૬,૦૯૮ પુસ્તકોમાંથી ૧૬૬ નિયત સંગ્રહોનાં ૩૨૧ પુસ્તકાલયો બનાવવામાં આવ્યાં. નવીન પ્રયોગ તરીકે ચિત્ર-સંગ્રહો અને રમતોના સંગ્રહો પણ દાખલ કરવામાં આવ્યાથી ફરતા પુસ્તકાલયની લોકપ્રિયતામાં વધારો થઇ એ યોજના વિશેષ આકર્ષક નીવડી છે. હવે પુનર્વ્યવસ્થા લગભગ સંપૂર્ણ થઈ ગઈ છે. એટલે થોડાં વર્ષથી ઓછું થઇ ગયેલું પુસ્તકપ્રચારનું કાર્ય હવે એકદમ વધશે; અને રાજ્યનાં ૨,૯૨૮ નાનાં ગામડાંઓના મોટા ભાગને ફરતાં પુસ્તકાલયો પૂરતા પ્રમાણમાં વાચન પૂરૂં પાડશે.

છેવટમાં એટલું તો ખાતરીથી કહેવું જોઇએ કે લોકશિક્ષણને વધારવા માટે ફરતા પુસ્તકાલયની સંસ્થા જેવી ઓછી *ખર્ચાળ બીજી યોજના નથી. માટે જ વડોદરામાં આ પ્રવૃત્તિ શરૂ થયા પછી હિંદુસ્તાનના ઘણા ભાગોમાં એનો પ્રચાર થયો છે, અને ભવિષ્યમાં એનો પ્રચાર બહુ જ વધશે એમ જણાય છે.

---

* આ વિભાગનું વાર્ષિક ખર્ચ નીચે પ્રમાણે છેઃ—

| | વાર્ષિક સરેરાશ ખર્ચ |
|---|---|
| માસિક રૂ. ૪૨થી ૫૦નો ૧ સુપરિંટેંડંટ<br>માસિક રૂ. ૨૦થી ૪૦ના ૨ કારકુનો<br>માસિક રૂ. ૧૫નો ૧ પટાવાળો | રૂ. ૧,૪૦૪) |
| પુસ્તક-ખરીદી | ,, ૭૦૦) |
| સિલકી સામાન | ,, ૪૦૦) |
| રેલ્વે નૂર તથા પરચુરણ કંટિંજંટ | ,, ૪૦૦) |
| | કુલ રૂ. ૨,૯૦૪) |

# પ્રકરણ ૭ મું

## દૃશ્યચિત્રશિક્ષણ શાખા

સાર્વજનિક પુસ્તકાલયોની યોજના શાળાઓ અને કૉલેજોમાં મળતા શિક્ષણની ન્યૂનતા પૂરવા માટે કરવામાં આવી હતી. આમ પુસ્તકાલયની યોજના ગમે તેટલી વિસ્તૃત કે સરસ થાય તો પણ વાંચતાં નહિ આવડવાના કારણે ઘણા માણસો એ યોજનામાંથી બિલકુલ લાભ નહિ ઉઠાવી શકે. હિંદુસ્તાનમાં અને વડોદરા રાજ્યમાં પણ આવા લોકો ઘણી મોટી સંખ્યામાં છે; સેંકડે ૯૦ અભણ માણસો મળી આવે છે. રાજ્યના આ ૯૦ ટકા અભણ માણસોને શિક્ષણની જરૂર ખરી રીતે તો જે માણસો પુસ્તકોમાંથી શિક્ષણ મેળવી શકે તેવા છે તેમના કરતાં પણ વધારે છે. આવા લોકોના શિક્ષણ માટે સ્વાભાવિક રીતે ભાષણો અને ચિત્રો પસંદ કરવા લાયક છે. ભાષણો કરતી વખતે એને સમજાવવા સ્થિર અને મળી શકે તો હાલતાંચાલતાં ચિત્રો વાપરવાં એ વધારે સારું છે. સેઇંટ ઑગસ્ટિનના કહેવા પ્રમાણે ચિત્રો એ અભણ લોકોની ચોપડીઓ છે. આ ચિત્રો સીધેસીધાં બતાવાય એવાં સાદાં ચિત્રો, નકશા કે પત્તાં વગેરે હોય, અથવા તો પડદા ઉપર મોટા માપમાં બતાવી શકાય તે જાતનાં ચિત્રોવાળાં પોસ્ટકાર્ડ, સ્ટીરીઓગ્રાફનાં પાનાં, મૅજિક લૅન્ટર્નની કાચની તકતીઓ, કે પછી સિનેમાની ફિલ્મો હોય. આ બધામાં સિનેમેટોગ્રાફનું આકર્ષણ જબ્બર છે. એમાં આનંદ આપવાનો ગુણ તો જાણે છે જ; પરંતુ અભણ લોકોમાં શિક્ષણપ્રચાર કરવાનો ગુણ પણ એમાં છે.

સિનેમેટોગ્રાફની આ અદ્ભુત શક્તિનો ખ્યાલ કરીને શ્રીમંત મહારાજા સાહેબે સને ૧૯૧૦માં દુનિયાની પોતાની સફર ચિત્ર રૂપે બતાવવા માટે એક મોટું સિનેમેટોગ્રાફયંત્ર, કેટલાંક ચિત્રપટો અને મૅજિક લૅન્ટર્ન મૂકી બતાવવાની કાચની તકતીઓ લંડનમાંથી ખરીદવાનું મિ. બૉર્ડનને ફરમાવ્યું. તેથી મિ. બૉર્ડને ગામડાંમાં બતાવવા

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

માટે કારબાઈડના પ્રકાશથી કામ આપતું અરબન કંપનીનું એક સિનેમૅટોગ્રાફ યંત્ર, ૧૯ ફિલ્મો, અને લગભગ ૪૫૦ મૅજિક લૅન્ટર્નની તકતીઓ ખરીદ કરી થોડા સમય પછી દશ્યચિત્રશિક્ષણ શાખા આમાંથી ઉદ્‌ભવી.

આ સાધનો વડે થોડા પ્રયોગો કર્યા પછી, કેળવણી ખાતાના લાભથી જે લોકો વંચિત છે તેવા લોકોને તેમ જ નિશાળનાં નાનાં બાળકોને માટે પદ્ધતિસર દૃશ્યચિત્રશિક્ષણની યોજના કરવા માટે મિ. બૉર્ડનને સૂચવવામાં આવ્યું. આવી એક શાખા એક વર્ષ માટે ખોલવાને સને ૧૯૧૩માં રૂ. ૧૦,૦૦૦)ની મંજુરી મળી.

કડી પ્રાંતના ખેરાળુ ગામમાં ભરાયેલા શિક્ષકસમાજના કાર્યવાહકોની વિનંતિથી તે સ્થળે એ સિનેમૅટોગ્રાફ યંત્ર વડે પ્રથમ ફિલ્મો બતાવવામાં આવી હતી; અને ત્યાર પછી તે પ્રાંતનાં બીજાં સ્થળોએ પણ તે બતાવવામાં આવી હતી. તે વર્ષમાં ૩૮ વખત ૧૬ જગ્યાઓએ સિનેમૅટોગ્રાફ બતાવવામાં આવ્યું હતું; અને ૩૫,૮૦૦ માણસોને એનો લાભ મળ્યો હતો. આ પ્રમાણે શરૂઆત સારી થઈ હતી. આ સિનેમા બહુ મોટું અને નાનાં ગામડાંમાં એક જગ્યાએથી બીજે જગ્યાએ લઈ જતાં ભાગેફૂટે તેવું હોવાથી બીજે વર્ષે એડિસનનું રૂ. ૯૦૦)નું હોમ કિનેટોસ્કોપ નામનું નાનું યંત્ર ખરીદવાની ગોઠવણ થઈ. એ અરસામાં પાથે બ્રધર્સનું બનાવેલું દિવાનખાનામાં વાપરી શકાય તેવું 'કૉક' યંત્ર રૂ. ૨૭૫) આપી ખરીદવામાં આવ્યું. આ યંત્ર સહેલાઈથી એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જઈ શકાય તેવું હોય છે. એ યંત્રમાં જ વળી વીજળીનો પ્રકાશ હાથો ફેરવવાથી ઉત્પન્ન થાય છે. એને ગમે તે સાધારણ માણસ ચલાવી શકે છે.

એ જ વર્ષે ફરતાં પુસ્તકાલયની પેટીઓ મારફત ગામડાંમાં મોકલવા ખરીદેલાં છ સ્ટીરીઓસ્કોપ, અને એના ચિત્રોના ચાર સટ આ દૃશ્યચિત્રશિક્ષણ શાખામાં સોંપી દેવામાં આવ્યા. અમેરિકામાંથી રૂ. ૧,૬૧૯)ની કિંમતના બીજા ૨૪ સટ મંગાવવામાં આવ્યા. આ વર્ષને અંતે મિ. બૉર્ડન અમેરિકા પાછા જવાના હતા; તેથી રસ્તામાં



દૃશ્યચિત્ર જોતા વરણામા ગામનો સ્ત્રીસંઘ

લંડનથી રૂ. ૩,૦૦૦)ની કિંમતની નવી ફિલ્મો વેચાતી લેવાનું કામ તેમને સોંપવામાં આવ્યું. મિ. ઑર્ડને રૂ. ૨,૭૮૯)ની કિંમતની ૧૧ ફિલ્મો મોકલી આપી. સને ૧૯૧૪–૧૫માં કૉકનું એક બીજું યંત્ર, અને એવી બીજી સાત ફિલ્મો ખરીદવામાં આવી. આ વર્ષે આ બંને જાતનાં યંત્રો વડે ૯૦ વખત સિનેમા બતાવવામાં આવ્યું હતું. આ ઉપરાંત સેંટ્રલ લાયબ્રેરીના બાલમંદિરમાં પણ નાનાં યંત્રો વડે નાનાં બાળકોને ઘણીવાર સિનેમાની ફિલ્મો બતાવવામાં આવી હતી. બાળકો સુદ્ધાંત એકંદરે ૬૨,૦૦૦) માણસોને આનો લાભ મળ્યો હતો. વળી સ્ટીરીઓગ્રાફના આશરે ૩,૬૦૦ ચિત્રોવાળા ૧૨૦ સટ રાજધાનીમાં તેમ જ પ્રાંતોમાં બતાવવામાં આવ્યા હતા. આ વર્ષે સાહિત્ય પાછળ જ રૂ. ૪,૦૦૦)નો ખર્ચ થયો હતો. દૃશ્યચિત્ર–શિક્ષણ શાખા

બીજે વર્ષે લાઇમ–લાઇટ ઉત્પન્ન કરવાનાં સાહિત્યોની કિંમત વધી જવાથી અને ગૅસ ભરવાની વજનદાર કોઠી ફેરવવાની મુશીબતને લીધે મોટું યંત્ર બહુ જ ઓછું વપરાયું, અને ઘણુંખરું કામ નાનાં બે કોક યંત્રો વડે જ ચલાવવામાં આવ્યું. રાજધાનીમાં મોટા યંત્ર વડે ૧૭ વાર સિનેમા બતાવવામાં આવ્યું હતું; અને પ્રાંતોમાં નાનાં યંત્રો વડે ૧૧૧ વાર સિનેમા બતાવવામાં આવ્યું હતું. ૫૬,૦૦૦ કરતાં વધારે માણસોને આનો લાભ મળ્યો હતો. વળી સ્ટીરીઓગ્રાફના ૨૦૦ કરતાં વધારે સટો વહેંચવામાં આવ્યા હતા. આ વર્ષે કૉક યંત્રની ૧૪ બીજી ફિલ્મો, તથા પડદા ઉપર પોસ્ટ–કાર્ડોના દેખાવો બતાવવાનું રેડિઑપ્ટિકન નામનું યંત્ર ખરીદવામાં આવ્યાં હતાં. આ યંત્ર ઘણું ઉપયોગી અને ઓછું ખર્ચાળ છે, કેમ કે ચિત્રોવાળાં સાધારણ પોસ્ટકાર્ડો પણ એના વડે પડદા ઉપર મોટા માપનાં બતાવી શકાય છે, એને લીધે મૅજીક લેન્ટર્નની માફક તકતીઓ બનાવવાનું આમાં ખર્ચ આવતું નથી. આ રેડીઑપ્ટિકન યંત્રની મદદથી બતાવવા માટે યૂરોપ, અમેરિકા, અને જાપાનમાંથી લગભગ ૧,૦૦૦ ચિત્રોવાળાં કાર્ડ ખરીદવામાં આવ્યા હતાં.

અત્યાર સુધી એટલે સને ૧૯૧૭–૧૮ સુધી આ શાખા સેંટ્રલ લાયબ્રેરીના એક કેળવાયેલા પુસ્તકાધ્યક્ષ, અને એક કારકુન, તથા બે પુસ્તકાલય–નિરીક્ષકો ચલાવતા હતા. આ વ્યવસ્થા મોટા યંત્રનો વિચાર કરતાં અસંતોષકારક જણાઈ. ઉપરાંત મોટા યંત્રમાં

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

મુશ્કેલીઓ અને એમાં થતું ખર્ચ અટકાવવા સને ૧૯૧૫-૧૬માં રૂ. ૨,૦૦૦) આપી 'પાથેસ સેલ્ફ-કટેઇંડ સિનેમા ગ્રુપ' નામનું એક મોટું નવું યંત્ર ખરીદવામાં આવ્યું હતું. પોતાને જોઈતી વીજળી ઉત્પન્ન કરવા માટે તેમાં એક નાનો 'ડાયનેમો' હોય છે; અને એ આખું યંત્ર ગમે ત્યાં સહેલાઇથી લઇ જઇ શકાય છે. આ પ્રથમનું મોટું યંત્ર ચલાવવા માટે એક કેળવાયેલા એંજિનિયરની નીમણુંક કરવામાં આવી; અને ગામ લોકોને ભાષણો અને વિગતો પૂરી પાડવા માટે કામદાર મંડળમાં ખાસ નીમાયેલા એક પુસ્તકાલય-નિરીક્ષકને આ ખાતાના અધ્યક્ષ તરીકે નીમ્યા. અત્યાર સુધીમાં આ શાખાની પાસે ૨ મોટાં સિનેમા-યંત્રો—એક લાઈમ-લાઇટથી ચાલતું અને બીજું વીજળીથી ચાલતું, ૩ કોક યંત્રો, ૩ નકામાં થઇ ગયેલાં જૂની પદ્ધતિનાં વીજળીથી ચાલતાં યંત્રો, એસેટિલિનથી ચાલતું ૧ મૅજિક લૅન્ટર્ન, અને ૧ વીજળીથી ચાલતું નકામું થઈ ગયેલું મૅજિક લેન્ટર્ન, ૧ રેડીઑપ્ટિકન, ૫૪,૦૦૦ સ્ટીરીઓગ્રાફ ચિત્રોનાં કાર્ડ, ૫૦ સ્ટીરીઓસ્કોપ, ૫૦ સાધારણ અને ૩૩ કૉક ફિલ્મો, અને લગભગ ૮૦૦ મૅજિક લૅન્ટર્નની તકતીઓ (સ્લાઇડ્ઝ) હતી. આ સાહિત્ય વડે આ શાખા અત્યારે એનું કામ કર્યે જાય છે; અને આખા રાજ્યમાં લોકોને શિક્ષણ આપે છે. લડાઈના પ્રસંગોની કેટલીક ફિલ્મો અને કેટલીક મૅજિક લૅન્ટર્નની તકતીઓ હમણાં જ આ ખાતામાં ઉમેરી છે. આ શાખાનો લાભ સને ૧૯૧૬-૧૭માં ૯૪,૦૦૦ માણસોએ અને સને ૧૯૧૭-૧૮માં ૧૫૨,૦૦૦ માણસોને મળ્યો છે.

# પ્રકરણ ૮મું

## પ્રકીર્ણ

### સૂચીપત્રો અને પ્રકાશનો

સને ૧૮૮૬, ૧૮૯૭, અને ૧૯૧૦ એમ ત્રણ વાર પૅલેસ લાયબ્રેરીનાં સૂચીપત્રો બહાર પડયાં છે: છેલ્લામાં તો કર્તા અને પુસ્તકના નામની પણ સૂચીઓ છે. પૅલેસ લાયબ્રેરી સેંટ્રલ લાયબ્રેરીમાં ફેરવાઇ ગયા પછી એક વર્ષે એટલે સને ૧૯૧૨માં આ સૂચીપત્રનો વધારો છપાયો હતો; અને ત્યાર પછીના વધારા માટે નવાં પુસ્તકોની વર્ગવાળી અને વિગતવાર પત્રિકાઓ બહાર પડી છે. સને ૧૯૧૮માં બહાર પડેલી પત્રિકામાં સને ૧૯૧૬-૧૭માં ખરીદ કરેલાં પુસ્તકોની નોંધ છે. ખાસ પ્રસંગોને લગતા વિષયોની ચાર યાદીઓ પણ બહાર પાડી છે: પહેલી યાદી મહાન વિગ્રહ સંબંધે છે, બીજી યાદી અખિલ ભારતવર્ષીય સંગીત પરિષદની વડોદરામાં ભરાયેલી બેઠકને અંગે ખોલેલા પ્રદર્શનમાં આવેલાં હિંદી સંગીતનાં પુસ્તકો ઉપર છે, ત્રીજી શેકસપીઅર-ત્રિશત્-વાર્ષિકોત્સવના પ્રદર્શનને પ્રસંગે શેકસપીઅર સંબંધી પ્રસિદ્ધ થયેલાં સાહિત્યનાં પુસ્તકોની છે, અને ચોથી પુસ્તકવર્ણનવિદ્યા, પુસ્તકાલયવ્યવસ્થાશાસ્ત્ર અને તેને લગતા અન્ય વિષયોની છે.

આ ઉપરથી જણાશે કે અંગ્રેજી ગ્રંથોનું છાપેલું સૂચીપત્ર હજી થયું નથી; પરંતુ અત્રે આવું પત્રક તૈયાર કરવાનું ક્યારનું એ શરૂ કરી દીધું છે, અને સમાજશાસ્ત્રનાં પુસ્તકોની વિષયવાર યાદી યોગ્ય સમયે બહાર પડશે. પરંતુ આ પુસ્તકાલયના વાચકો માટે કર્તાવારી અને વિષયવારીનાં સંપૂર્ણ કાર્ડ-કૅટલૉગ અને નામવારી કૅટલૉગ જેમાં હાલમાં સને ૧૯૧૩ પછી આવેલાં પુસ્તકો જ માત્ર નોંધવામાં આવ્યાં છે તે તૈયાર છે.

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

દેશી ભાષાના સંગ્રહોનાં સૂચીપત્રો બનાવવાની બાબતમાં કંઈક થઈ શક્યું છે. મરાઠી અધ્યયન–સંગ્રહ, મરાઠી વાચન–સંગ્રહ, અને ગુજરાતી વાચન–સંગ્રહનાં વર્ગવાર છાપેલાં સૂચીપત્રો બહાર પડયાં છે. અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં પ્રસિદ્ધ થતા બધા ગ્રંથોની યાદીઓનાં કાર્ડો છપાવીને વેચવાનું જે ઉત્તમ કાર્ય વૉશિંગ્ટનનું કૉન્ગ્રેસ પુસ્તકાલય કરે છે તે ખરેખર પ્રશંસનીય છે, એમ ખરા પુસ્તકાધ્યક્ષો સમજે છે. ગુજરાતી ભાષા સંબંધી તે જ પ્રકારનું કાર્ય—અલબત્ત ઘણા જ નાના પાયા પર અને પ્રયોગ દાખલ કરવા વડોદરામાં પ્રયત્ન થાય છે. રાજ્યની મદદ મેળવનારાં પુસ્તકાલયોના કાર્યમાં મદદ કરવાના તેમ જ વર્ગીકરણના એક સરખા ધોરણને ઉત્તેજન આપવાના ઉદ્દેશથી પસંદ કરેલાં ૧,૦૦૦ સારાં ગુજરાતી પુસ્તકોનું કાર્ડ–કૅટલૉગ છપાવીને બહાર પાડ્યું છે; અને તે રાજ્યનાં મોટાં પુસ્તકાલયો ખરીદ કરે છે.

સેંટ્રલ લાયબ્રેરીએ પ્રગટ કરેલાં બીજાં પ્રકાશનો નીચે પ્રમાણે છે: (૧) બાલમંદિરમાંની રમતોની માહિતીનું મરાઠી પુસ્તક, (૨) સદર ગુજરાતી પુસ્તક, (૩) સામાન્ય પ્રમાણની સ્ટૅન્ડર્ડ અને કૅાકની ફિલ્મોના ટુંક સારની બે ગુજરાતી ચોપડીઓ, (૪) મિ. ઑાર્ડનની કર્તા અને ક્રમાંકવાળાં કોષ્ટકો સૂચવતી અંગ્રેજી વર્ગીકરણની યોજના, (૫) વડોદરાની વિસ્તારશીલ અને દશાંશ પદ્ધતિ પ્રમાણેના વર્ગીકરણનો તુલનાત્મક અભ્યાસ, (૬) મરાઠી પુસ્તકોના વર્ગીકરણની પદ્ધતિ, (૭) સેંટ્રલ લાયબ્રેરી ખાતા સંબંધી માહિતી આપતી પત્રિકાઓનું પુસ્તક, (૮) નિયત સંગ્રહોનાં ફરતાં પુસ્તકાલયોની યાદી, અને (૯) બીજી કેટલીક નાની જાહેર ખબરો અને પત્રિકાઓ. ગાયકવાડ ઓરિએંટલ સીરિઝ એ આ લાયબ્રેરી તરફથી પ્રસિદ્ધ કરવામાં આવતી મુખ્ય ગ્રંથમાળા છે. તેમાં સને ૧૯૨૪–૨૫ સુધીમાં ૨૯ પુસ્તકો છપાયાં છે.

## પુસ્તકાલય શિક્ષણ

આ ખાતા માટે જોઈતા પુસ્તકાધ્યક્ષોને કેળવવા સારૂ મિ. ઑાર્ડને પુસ્તકાલય વર્ગ પ્રથમ સને ૧૯૧૧માં ઉઘાડયો હતો; અને ત્યાર

પછી રાજ્યનાં કસ્બા પુસ્તકાલયોના પુસ્તકાધ્યક્ષોને શિક્ષણ આપવા બીજો વર્ગ સને ૧૯૧૩માં ઉઘાડવામાં આવ્યો હતો. રૂ. ૧૨)ની માસિક શિષ્યવૃત્તિ આપીને ૨૧ માણસોને તેમાં દાખલ કરવામાં આવ્યા હતા; અને પાંચ મહીના તેમને શિક્ષણ આપ્યા પછી નવીન પદ્ધતિ પ્રમાણે પુસ્તકાલયોની વ્યવસ્થા રાખવા માટે તેમને પાછા મોકલવામાં આવ્યા હતા. મહીસુર, ઇંદોર, અને દેવાસનાં દેશી રાજ્યો તરફથી તથા મુંબાઈની એલ્ફિન્સ્ટન કૉલેજ તરફથી આ પ્રકારનું શિક્ષણ લેવા માટે ત્યાંના પુસ્તકાધ્યક્ષોને અત્રે મોકલવામાં આવ્યા હતા. હજી પણ દર વર્ષે કસ્બા પુસ્તકાલયોના પુસ્તકાધ્યક્ષોને અત્રે બોલાવી એમનાં પુસ્તકાલયો ચલાવવામાં ઉપયોગી થઈ પડે તેવી માહિતી આપવામાં આવે છે. બીજા યુવાનોને પણ પુસ્તકાલયનું શિક્ષણ લેવું હોય તો તેમને પણ ઉપયોગી માહિતી આપવા પુસ્તકાલય ખાતું તૈયાર છે. ઉપરાંત જ્યારે આસિસ્ટંટ ક્યુરેટર પુસ્તકાલયો તપાસવા જાય છે ત્યારે પાસપાસેનાં સ્થળોના પુસ્તકાધ્યક્ષોને સામાન્ય સગવડ પડે તેવે સ્થળે બોલાવી પુસ્તકાલય-વ્યવસ્થા સંબંધી ઉપયોગી સૂચનાઓ કરે છે.

પુસ્તકાલયની પ્રવૃત્તિ એ ખાસ કરીને સહકારી પ્રવૃત્તિ છે. આ પ્રવૃત્તિના ઇતિહાસમાં સને ૧૮૭૬ અને ૧૮૭૭ની સાલો યાદગાર છે; કારણ કે સને ૧૮૭૬ અને ૧૮૭૭ની સાલોમાં અનુક્રમે અમેરિકન અને બ્રિટિશ લાયબ્રેરી ઍસોસિએશન સ્થપાયાં છે. બંને મંડળો તરફથી પોતપોતાનાં મુખપત્રો તરીકે અને પુસ્તકાધ્યક્ષોના પરસ્પરના વ્યવહાર માટે માસિકો સત્વર શરૂ કરવામાં આવ્યાં. ઇંગ્લંડ અને અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં પુસ્તકાલયના કાર્યની અત્યંત મહત્વની ખીલવણી આ બે સંસ્થાઓની સ્થાપનાથી શરૂ થઈ છે. તેથી સને ૧૯૧૮માં હિંદુસ્તાનમાં આવા પુસ્તકાલય-મંડળની શરૂઆત થઈ હતી એ ઘણી સંતોષની વાત છે. સને ૧૯૧૧માં જ્યારે વડોદરામાં સેંટ્રલ લાયબ્રેરી ખાતું ઉઘાડવામાં આવ્યું ત્યારે અખિલ ભારતવર્ષીય પુસ્તકાલય મંડળને માટે યોગ્ય સમય નહોતો. છતાં પણ આ નવા ખાતાનું કામદાર મંડળ એક પુસ્તકાલય-મંડળ ઉભું કરવાને શક્તિમાન થયું હતું. તે મંડળમાં લગભગ દર મહીને સભાઓ ભરવામાં આવતી. શ્રીમંત મહારાજા સાહેબ, રાજ્યના દિવાનો, અને

અન્ય પ્રખ્યાત પુરુષોએ મુરબ્બી તરીકે આ મંડળને આશ્રય આપ્યો હતો. શ્રીયુત જે. એસ. કુડાળકરના તંત્રીપદ નીચે 'લાયબ્રેરી મિસેલેની' નામના ત્રમાસિકની સ્થાપના પણ આ મંડળના કેટલાક સભ્યોએ કરી હતી. એ ત્રૈમાસિક અંગ્રેજી, ગુજરાતી, અને મરાઠી એ ત્રણ ભાષામાં પ્રસિદ્ધ થતું હતું. એ પત્ર આઠ વર્ષ ચાલ્યું; તે દરમ્યાન તેણે પુસ્તકાલય-પ્રવૃત્તિની ઘણી સારી સેવા કરી છે. પુસ્તકાલય-પ્રવૃત્તિ ચર્ચતું સમગ્ર હિંદુસ્તાનમાં આ એક જ અને પ્રથમ પત્ર હતું. આ પત્ર રાજ્ય તરફથી પ્રસિદ્ધ થતું નહોતું; પરંતુ પુસ્તકાલયના કામદાર મંડળના કેટલાક સભ્યો તરફથી નાણાંની મદદ અને વ્યવસ્થા કરવામાં આવતી હતી. સને ૧૯૧૨માં એ ત્રૈમાસિક શરૂ થયું હતું; અને એના પ્રત્યે શ્રીમંત સરકારની સંપૂર્ણ સહાનુભૂતિ હતી. અગાઉ એક સ્થાને પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. નો ઉલ્લેખ કર્યો છે. એ મંડળ તરફથી થોડા વખતથી જ 'પુસ્તકાલય' નામનું ગુજરાતી ભાષામાં ત્રૈમાસિક નીકળે છે. એ ત્રૈમાસિક ટુંક સમયમાં માસિક બનવાનો સંભવ છે. બીજાં એક બે પત્રોનો ઉલ્લેખ પણ કરવા જેવો છે. બેઝવાડામાંથી પુસ્તકાલયને લગતાં બે પત્રો નીકળે છેઃ 'ઇંડિયન લાયબ્રેરી જર્નલ' નામનું એક અંગ્રેજીમાં, અને બીજું 'આંધ્ર ગ્રંથાલય સર્વસ્વમ્' નામનું તેલુગુમાં.

રાજ્યનાં પુસ્તકાલયોના પુસ્તકાધ્યક્ષોમાં અરસ્પરસ મદદ કરવાનો ભાવ ઉત્પન્ન કરવાના પ્રયત્નો વખતોવખત થયા કરે છે. સને ૧૯૧૫માં પુસ્તકાલયના મંત્રીઓની સભા તાલુકા પુસ્તકાલય મંડળ, અને છેવટે પ્રાંત પુસ્તકાલય મંડળ સ્થાપવાના ઉદ્દેશથી સેંટ્રલ લાયબ્રેરીમાં બોલાવવામાં આવી હતી; અને વડોદરા પ્રાંત માટે પ્રાંત પુસ્તકાલય મંડળ સ્થાપવાની યોજના પણ વિચારવામાં આવી હતી.

## પ્રદર્શનો

સેંટ્રલ લાયબ્રેરી ખાતું શરૂ થયું ત્યારથી પુસ્તકાલય-પ્રવૃત્તિને ઉત્તેજન આપવાના, અને કેળવણીકારો, સમાજસેવકો, અને સામાન્ય જનસમૂહને પુસ્તકાલય-પ્રવૃત્તિ તરફ આકર્ષવાના હેતુથી ખાતું

અનેક પ્રદર્શનો ભરતું આવ્યું છે. સને ૧૯૧૫ના જાન્યુઆરી માસમાં આવું પહેલું પ્રદર્શન મહેસાણામાં ભરવામાં આવ્યું હતું; બીજું પ્રદર્શન સને ૧૯૧૫ના માર્ચમાં વડોદરા આરોગ્ય પ્રદર્શન વખતે ગોઠવ્યું હતું; અને ત્રીજું પ્રદર્શન સને ૧૯૧૬ના જાન્યુઆરીમાં શ્રીમંત મહારાજા સાહેબે જ્યારે ડભોઇનું પુસ્તકાલય ખુલ્લું મૂક્યું તે પ્રસંગે ભરવામાં આવ્યું હતું. સને ૧૯૧૬ના માર્ચમાં વડોદરામાં ભરાયેલી અખિલ ભારતવર્ષીય સંગીત પરિષદને અંગે સંગીત-શાસ્ત્રનાં પુસ્તકોનું એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. સને ૧૯૧૬ના એપ્રિલમાં શેક્સપીઅરના લેખો, ગ્રંથો વગેરેનું એક ખાસ પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. બીજે એક પ્રસંગે જુદા જુદા દેશોનાં વિવિધ વિષયોને લગતાં વર્તમાનપત્રો અને સામયિકો વગેરેની મદદથી ગ્રેટબ્રિટન, અમેરિકા, અને અન્ય પરદેશોમાં પત્રો ચલાવવાનું કલાકૌશલ્ય કેટલું પ્રગતિમાન છે તે બતાવનારૂં પ્રદર્શન ગોઠવ્યું હતું. આ પછીનું પ્રદર્શન મોટા પાયા ઉપર હતું. સને ૧૯૧૭ના જાન્યુઆરી માસમાં વડોદરામાં ભરાયેલા ખેતીવાડી અને હુન્નર-ઉદ્યોગના પ્રદર્શન વખતે વડોદરાના કેળવણી ખાતા તરફથી એક ભાગ પુસ્તકાલય ખાતાએ ગોઠવ્યો હતો. તેમાં નીચે પ્રમાણે નવ વિભાગ હતાઃ વડોદરા પુસ્તકાલય પ્રગતિ, બાલવિભાગ, પુસ્તકાલય સ્થાપત્ય, પુસ્તકાલયને લગતો લાકડી સામાન, પુસ્તકાલય સરંજામ, પુસ્તકોની બાંધણી, ચમત્કારી પુસ્તકો, ઉપયુક્ત કળાનાં પુસ્તકો, અને દશ્યચિત્રશિક્ષણનું સાહિત્ય. આ પ્રસંગે પ્રદર્શનના મેદાનમાં દરરોજ રાત્રે સિનેમા બતાવવામાં આવતુ હતું. ગ્વાલીઅરમાં ભરાયેલા ખેતીવાડી અને હુન્નરઉદ્યોગના પ્રદર્શન વખતે પ્રદ-ર્શનના વ્યવસ્થાપક મંડળની ખાસ માગણીથી એવા જ પ્રકારનું—પરંતુ નાના પ્રમાણમાં એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. મુંબઈ, કોટા, બનારસ વગેરે સ્થળોએ પણ પ્રદર્શનો ભર-વામાં અહીંના પુસ્તકાલય ખાતાએ સારો ભાગ લીધો છે. ગ્વાલી-અરની પ્રજા તરફથી પ્રદર્શનની ઘણી કદર થઈ હતી. પુસ્તકાલય-પ્રદર્શનસાહિત્ય અને દશ્યચિત્રશિક્ષણ કાર્ય એ દરેક માટે અકેકો સુવર્ણનો ચાંદ મળ્યો હતો. આ ઉપરાંત રાષ્ટ્રીય મહાસભાની બેઠકો સાથે ભરાતી પુસ્તકાલય પરિષદો વખતે પ્રદર્શનો ગોઠવીને પણ અહીંનું પુસ્તકાલય ખાતું બીજાની સાથે સહકાર સાધે છે. સને

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ

૧૯૧૮ના જાન્યુઆરીમાં જ્યારે હિંદી સરકારે અખિલ ભારત પુસ્તકાધ્યક્ષ પરિષદ લાહોરમાં બોલાવી ત્યારે વડોદરા સરકારની મદદ માગવામાં આવેલી. તે પ્રસંગે સેંટ્રલ લાયબ્રેરી તરફથી એક પ્રતિનિધિ ત્યાં મોકલવામાં આવ્યો હતો. એ પ્રતિનિધિએ ત્યાં જઇને વડોદરા રાજ્યની પુસ્તકાલય-પદ્ધતિ ઉપર એક લેખ વાંચ્યો હતો; અને એક નાનું સરખું પુસ્તકાલય-પ્રદર્શન ગોઠવ્યું હતું. સને ૧૯૨૪માં વિલાયતમાં વેમ્બ્લે ખાતે જે બ્રિટિશ સામ્રાજ્ય પ્રદર્શન ભરાયું હતું તેમાં પણ વડોદરા તરફથી રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ દર્શાવતા નકશા, ચિત્રો વગેરે ત્યાંના કેળવણી વિભાગમાં ગોઠવવાની વ્યવસ્થા કરી હતી.

## હિંદુસ્તાનનાં બીજાં સ્થળોની પુસ્તકાલય-પ્રવૃત્તિ

આગળ 'આંધ્ર ગ્રંથાલય સર્વસ્વમ્'-નામના તેલુગુ પત્રનો ઉલ્લેખ આવી ગયો. એ પત્ર 'આંધ્ર લાયબ્રેરી એસોસિએશન' નામનું મંડળ ચલાવે છે. એ મંડળના ઉત્પાદકોને 'બરોડા લાયબ્રેરી મિસેલેની'માંથી ઘણી પ્રેરણાઓ મળી છે. આ મંડળ હાલમાં મદ્રાસ ઈલાકાના જે પ્રદેશમાં તેલુગુ બોલાય છે તે પ્રદેશમાં પુસ્તકાલય પ્રવૃત્તિને લગતું સરસ કાર્ય કરે છે. તે મંડળ પ્રાંત અને કસ્બા પુસ્તકાલયો તેમ જ પુસ્તકાલય મંડળો સરસ ચલાવે છે. આંધ્રના લોકોએ પુસ્તકાલયમાં બીજા ઘણા અંશો ઉમેરી તેને એક નવી જ તરેહનું બનાવી મૂક્યું છે.

ઉપલા મંડળે સને ૧૯૧૯માં મદ્રાસના ગવર્નર લૉર્ડ વિલિંગ્ડનની સહાયથી અખિલ ભારતવર્ષીય પુસ્તકાલય પરિષદ વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોના ક્યુરેટર સ્વ. શ્રીયુત કુડાળકરના પ્રમુખપણા નીચે મદ્રાસ ખાતે બોલાવી હતી. તે વખતે એક ભારત-વર્ષીય પુસ્તકાલય મંડળ સ્થપાયું હતું. એ મંડળ હિંદુસ્તાનમાં જુદે જુદે ઠેકાણે વાર્ષિક પરિષદો ભરે છે. હિંદુસ્તાન બહુ વિશાળ દેશ હોવાથી બરાબર કાર્ય ઉપાડી લેવા માટે પ્રાંતિક મંડળોની જરૂર છે. આવાં મંડળો વાયવ્ય હિંદુસ્તાનમાં, પૂનામાં, અને હુગલીમાં સ્થપાયાં છે.



૧૯૨૩ ] સૌ. વિદ્યાગૌરી સાર્વજનિક પુસ્તકાલય રફતાળી [ રૂા ૪૫૦૦

આ રા આ પ્રો ન ૫૬/૧, કેનીંગ સ્ટ્રીટ કલકત્તા

દેશી રાજ્યોમાં પણ પુસ્તકાલય-પ્રવૃત્તિ પ્રગતિમાન છે. વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોની પ્રગતિ જોઇને મહીસુર રાજ્યે પણ પોતાના રાજ્યમાં એવાં પુસ્તકાલયો સ્થાપવાનો વિચાર કરી ત્યાંથી એક ગ્રેજ્યુએટને વડોદરે શિક્ષણ લેવા મોકલ્યો હતો. મહીસુર અને બેંગલોરમાં સરસ પુસ્તકાલયો છે. બેંગલોર પુસ્તકાલયે તો ડયૂઈની ડેસિમલ પદ્ધતિ પ્રમાણે અંગ્રેજી પુસ્તકોનું વર્ગીકરણ કરી એનું એક સૂચીપત્ર બહાર પાડયું છે. મહીસુર રાજ્યે ત્યાંનાં પુસ્તકાલયોને મદદ આપવાની યોજના સ્વીકારી છે, અને આ જાતનાં ૫૦ પુસ્તકાલયો ત્યાંનાં સ્થાનિક મંડળો ચલાવે છે. તદ્દન નાનાં ગામડાંમાં પુસ્તકાલયો ખોલવાની યોજના સફળ નીવડી નથી. આનું કારણ ત્યાંના લોકોનું અજ્ઞાન તેમ જ પુસ્તકાલય પ્રત્યેની ઉદાસીનતા છે. ગામડાં માટે તેથી પ્રથમ ફરતાં પુસ્તકાલયની યોજના શરૂ કરવામાં આવી છે. મદ્રાસ ઇલાકામાંના પુદુકોટા નામના નાના રાજ્યમાં કસ્બા અને ગ્રામ પુસ્તકાલયો સારી સ્થિતિમાં છે.

હિંદુસ્તાનની વિશ્વવિદ્યાલયોમાં મુંબાઈ, પંજાબ, અને મદ્રાસના વિશ્વવિદ્યાલયોએ પુસ્તકાલયની બાબતમાં સારૂં કામ કર્યું છે. પ્રથમ મુંબાઈ વિશ્વવિદ્યાલયે પુસ્તકાધ્યક્ષને પુસ્તકાલયનું શિક્ષણ લેવા યૂરોપ મોકલ્યો હતો. ત્યાર પછી પંજાબ વિશ્વવિદ્યાલયે પુસ્તકાલયની પુનર્વ્યવસ્થા, અને પુસ્તકાલયને લગતા વર્ગો અને ભાષણો માટે અમેરિકાથી મિ. એ. ડી. ડિકિન્સનને બોલાવ્યો હતો. આવા વર્ગો અને ભાષણો હજી પણ લાહોરમાં ગોઠવવામાં આવે છે, અને ઉત્તર હિંદુસ્તાનની કૉલેજોના પુસ્તકાધ્યક્ષોને આ રીતે કેળવણી આપવામાં આવે છે. મદ્રાસ વિશ્વવિદ્યાલયે પણ પોતાના એક ગ્રેજ્યુએટને અમેરિકન પુસ્તકાલય-શિક્ષણ શાળામાં શિક્ષણ લેવા મોકલ્યો છે.

સંયુક્ત પ્રાંતોની સરકાર તેમ જ મુંબાઈ કૉર્પોરેશન લોકસમૂહને માટે પુસ્તકાલયો સ્થાપવાનો વિચાર ચલાવે છે. વડોદરા લાયબ્રેરી ખાતામાં પુસ્તકાલય-વ્યવસ્થા સંબંધમાં એટલી બધી બાબતોની બહારથી પૂછપરછ થાય છે, કે જેથી એમ સ્પષ્ટ લાગે છે કે હિંદુસ્તાનમાં હવે પુસ્તકાલય-સંચાલકો પુસ્તકાલયોને વધારે

સારાં અને ઉપયોગી બનાવવા પ્રયત્ન કરે છે. મફત અને ફરજિયાત પ્રાથમિક શિક્ષણનો હિંદુસ્તાનમાં જ્યાં સુધી પ્રચાર ન થાય ત્યાં સુધી પુસ્તકાલયની બાબતમાં બહુ વેગવાન પ્રગતિ તો ન થઇ શકે; કારણ પુસ્તકાલય એ શાળાની જરૂરી પૂરવણી રૂપે છે. 'સ્પેકટેટર'ના તંત્રી મિ. સે. લોસ્ટ્રેચે આ બાબતમાં કહે છેઃ—

"પ્રાથમિક શિક્ષણ માણસોને પુસ્તકાલયનો ઉપયોગ કરવા જેટલી લાયકાત આપે છે એમ કહી શકાય. માણસ વાંચતાંલખતાં શીખતી વખતે જ માનસિક વિકાસ માટેનાં સાહિત્યો શી રીતે વાપરવાં તે શીખી લે છે. એ સાહિત્યો તે પુસ્તકો. અને એ પુસ્તકો ભેગાં કરીએ એટલે પુસ્તકાલય બને. સારૂં રાજ્ય માણસોને જોઇએ તેટલાં સાહિત્યો પૂરાં પાડે છે. એ સાહિત્યો વડે માણસ પોતાનું તેમ જ સમાજનું ભલું કરી શકે છે. માણસોને ભણાવવાં અને પછી એ ભણતર કામે લગાડવા એમને જે સાહિત્યો (પુસ્તકો) જોઇએ તે એમને પૂરાં ન પાડવાં એ ગુનો નહિ તો મૂર્ખાઇ તો છે જ."

---



સેન્ટ્રલ લાઇબ્રેરીનું કામદાર મંડળ (૧૯૨૫)

# પરિશિષ્ટ ૧લું

## વડોદરા લાયબ્રેરી ડિપાર્ટમેંટ

શ્રીયુત એન. કે. દીક્ષિત, બી. એ., એમ. સી. પી. (વિદ્યાધિકારી)

### પુસ્તક સમિતિઓ

**અંગ્રેજી પુસ્તકો માટે**

શ્રીયુત એન. કે. દીક્ષિત, બી. એ., એમ. સી. પી. ( વિદ્યાધિકારી અને પ્રમુખ ) અને શ્રીયુત ન્યુટન એમ. દત્ત, ક્યુરેટર ઑફ સ્ટેટ લાયબ્રેરીઝ

**સંસ્કૃત માટે**

ડૉ. બિનયતોશ ભટ્ટાચાર્ય, એમ. એ., પી. એચ. ડી. (ઢાકા), પૌર્વાત્ય પુસ્તકાધ્યક્ષ અને ગાયકવાડ ઓરિએંટલ સિરીઝના સંપાદક, અને શ્રીયુત બી. સી. લેલે, એમ. એ., સંસ્કૃતના અધ્યાપક, બરોડા કૉલેજ

**ગુજરાતી માટે**

શ્રીયુત એમ. એન. અમીન, બી. એ., આ. ક્યુરેટર ઑફ લાયબ્રેરીઝ; શ્રીયુત સી. એમ. દેસાઇ, બી એ., નાયબ વિદ્યાધિકારી; શ્રીયુત એન. એસ. શાસ્ત્રી, બી. એ , વિદ્યાધિકારીના ટ્રાન્સલેશન આસ્ટિટંટ; અને શ્રીયુત એ. કે. ત્રિવેદી, એમ. એ. એલ એલ. બી., અધ્યાપક, પ્રમાણશાસ્ત્ર અને નૈતિક તત્ત્વજ્ઞાનના, બરોડા કૉલેજ

**મરાઠી માટે**

શ્રીયુત દાજી નાગેશ આપ્ટે, બી એ., એલ એલ. બી., વકીલ; અને શ્રીયુત સી. વી. જોશી, એમ. એ., અંગ્રેજીના અધ્યાપક, બરોડા કૉલેજ

**ઉર્દુ માટે**

શ્રીયુત સૈયદ નવાબઅલી, એમ. એ., ફારસીના અધ્યાપક, બરોડા કૉલેજ

**હિંદી માટે**

શ્રીયુત આનંદપ્રિય આત્મારામ, બી. એ., એલ–એલ. બી., અંત્યજ શાળાઓના નિરીક્ષક; અને શ્રીયુત આર. વી. છાયા, એલ એલ. બી, અધ્યાપક, પુરુષ શિક્ષણ પદ્ધતિ પાઠશાળા

### ડિપાર્ટમેંટનું કામદાર મંડળ

શ્રીયુત ન્યુટન એમ. દત્ત (ક્યુરેટર ઑફ સ્ટેટ લાયબ્રેરીઝ અને શ્રીમંત મહારાજા ગાયકવાડ સાહેબના રીડર)

